# રસિક ઝઘડો

## ભક્તિની ગરબી–પદો

રચનાર

**મોતીલાલ ત્રિભોવનદાસ સફ્રાવાલા**

બી. એ., એલ. એલ. બી., હાઈ કોર્ટના વકીલ,
ભાવનગરના રીટાયર્ડ જોઇન્ટ ચીફ જડજ.

(વિક્રમની વીસમી સદીના કર્તા.)

મુંબઈ:–"ગુજરાતી" પ્રિંટિંગ પ્રેસ

સંવત્ ૧૯૭૪ સન ૧૯૧૮

પ્રત ૫૦૦ કીંમત રૂ. ०॥

"જેનું મન માને રે, યોગ સુખેથી ગ્રહો,"
"અમો તો એહ માગું રે, પ્રીતમજીસું પ્રીત રહો."

(દયારામભાઈ)

શ્રી૧।

શ્રીકૃષ્ણાય નમઃ ।।

# રસિક ઝઘડો

(દોહરો.)

પાંપણ લોચનનો લખું, રસિક ઝઘડો નામ;
થવા રસના પાવન સ્મરું, મોતી સુંદર શ્યામ. ૧

( મન્દાક્રાન્તા. )

સાયંકાલે, વન ઉપવને, ગાય ગોપાળ વાળે;
વાયે વેણુ, જન મનહરે, લાકડી હાથ ઝાલે.
કેડે બાંધે, બહુ કસકસી, કામળી ગોપોં ટોળે,
સ્નેહે ભાળે, નયન ન મિટે, મોરનું પીછ ડોલે. ૨

( દોહરો. )

રૂપ નિહાળી અવનવું, લોચન મન હરખાય;
ફાડી ફાડી આંખને, ફરી ફરી જોવા ધાય. ૩
રમાકાન્તને નિરખતાં, લોચન ના તોષાય;
અબળા પાંપણ જાતની, રોષે રાતી થાય. ૪

ચ્હીડાઇને પાંપણુ કહે, સાંભળ લોચન ધીર;
તારે માટે એકલા, શું આવે યદુવીર. ૫
આનંદ થાએ તુજને, દે તેમાંથી ભાગ;
અજે સરજી આપીઓ, મારો તુજ પર લાગ. ૬
રાજી મુજને ના કરે—અંતરાય નાંખીશ;
રમાનાથને નિરખતાં, મિટી મિટી દુખ પાડીશ. ૭
લોચન કહે ઘેલી થઈ, પાંપણુ ધરજે સાન;
પ્હેલે પંડજ પૂજવો, સુણ્યો નિયમ ના કાન ? ૮
પેટ પોંખતાં જો વધે, તો થાવું દાતાર;
પંડે હોએ દૂબળો, ના ચાલે સંસાર. ૯
મારી તૃપ્તિ તો નથી, થાતી એક રજપુર;
આપું ભાગ ક્યાંથી કહે, મુજથી વસજે દૂર. ૧૦
ગોપીજનની સ્હાય છે, મારો માને પાડ;
ધન ધન લોચન તુંજને, મોતીલાલ દેખાડ. ૧૧

## ચોપાઈ.

ચહડી રીસ પાંપણુને ઘણી, બોલી જાણે થઈ મરણી;
સુખે ન ભાળે તું ઘનશ્યામ, કરું કામ તો મારું નામ. ૧૨
તે દા'ડેથી ગોકુલગામ, નંદસુતુ આવે જવ ધામ;
લોચનહરખી જોવા ધાય, પાંપણુ તો મિટી મિટી હરખાય. ૧૩
આડચ નાંખી એણી પેર, લોચનને મન ઉપજ્યું વેર;
મણી નામ ગોપીની પાસ, જઈ કરજોડી બોલે દાસ. ૧૪

## ઇતિ પીઠિકા.

૫ (મારા સ્વામી ગોકુલના વહાલા.—એ રાગ).

ઝઘડો આ પાંપણ લોચનનો;
વધ્યો ગોકુલ ગામમાં જોતાં ઘણો. ઝ૦ ટેક. ૧
લોચન ગોપી પાસ જઈ કહે છે;
ગોપીજન પાંપણ દુખ દે છે. ઝઘડો૦ ૨
ગોરજ વેળા ગોપાળ ઘેર આવે;
ગોધન વાળે વાંસલડી વાયે. ઝઘડો૦ ૩
બધાં જોવા નિકળે મળી ટોળે;
મોહે મોહે મોરનું પીછ ડોલે. ઝઘડો૦ ૪
ઝાંખી નંદનંદનની ના ગમે;
પાંપણને તે મિટી મિટી મુજને દમે. ઝઘડો૦ ૫
ગોપીજન વલ્લભ યદુરાય;
તમારે છે વશ માટે પડું પાયે. ઝઘડો૦ ૬
પલાઈ જાય પાંપણ એવું કરો;
અંતરાય મોતીનો સહજ હરો. ઝઘડો૦ ૭

## ૬ ચોપાઈ.

મણી કહે તારી વાણી સારીજી, ગળે વાત તેં ઠીક
ઉતારીજી. ૧
પાંપણ તુજને સાલે છે ભારીજી, ખરી રાવ સાંભળશું
તારીજી. ૨

અમે કૃષ્ણને કહીશું આમજી, અમારું કરો આટલું કામજી. ૩
અવતાર નારાયણ દેવા રે, જેની નિત્યે છે અમને સેવા રે. ૪
પાંપણ તરસાવે શા સારુ, રૂપ સારંગપાણિનું સારુંજી. ૫
તારા રંગમાં કરે ભંગાણજી, લાભ એને ના કોડી કાણજી. ૬
પાંપણ હૈયામેલી નથી ભોળીજી, એના પેટમાં શું સળગી હોળીજી. ૭
એને જોઇએ તો એ રહે અળગીજી, એને કહેતાં નથી ગળે વળગીજી. ૮
કે તું આવ કરવા કૃષ્ણ ઝાંખીજી, કયાંથી મળે ઘણાં પુણ્ય પાખીજી. ૯
એના મનમાં હશે મરોડજી, ઝટ ઉતારશું એનો તોરજી. ૧૦
ગભરાતો ના તું લોચનજી, તારા કષ્ટનું કરશું મોચનજી. ૧૧
અમારે શિર તારો પાડજી, તુંથી જોઇએ મોતીલાલજી. ૧૨

## ૭ દોહરો.

પાડ નથી નાનોસુનો મન્મથનો અવતાર;
નિત્યે નેહે નિરખિએ નટવર નંદકુમાર. ૧

## ૮ મારુની ચોપાઈ.

મણિએ તેડાવી ગોપી સર્વ રે, ચાલો તોડીએ પાંપણ ગર્વ રે. ૧
વ્રજબાલા ભેગી થઈ ટોળે રે, હીણું હલકું પાંપણનું બોલે રે. ૨
ચંદ્રમુખી ચંદ્રાવળી લલિતાજી, ધીરા બોલથી મન કરે શાતાજી. ૩
રત્ના કળહંસાં ને નાગરીજી, યુક્તિ ઝાઝીને વાણી પાધરીજી.

ઝાઝી કળાવાળી ચિત્રકળાજી, છબીધામા મુકતા ચપલાજી. ૫
વિશાખાને ભદ્રા હીરાંજી, કમલા કૃષ્ણા ને રતધીરાજી. ૬
વ્રજ યુવતી રસ ભંડારજી, દીસે દેવાંગના અવતારજી. ૭
અવતરી વ્રજમાં નારજી, પડછે મુકવા નંદકુમારજી. ૮
બધી પાંપણનો દોષ દાખેજી, મન આવે તેવાં વેણ ભાખેજી. ૯
હૈયામેલી માટે એ તો કાળીજી, વાંકી વચકીને નિરમાલીજી. ૧૦
કાળે કાળાનો મેલ ન થાયજી, હીણાં હોય તે જાતને ખાયજી. ૧૧
કૃષ્ણ કાળા ને પાંપણ કાળીજી, એને શેના ગમે વનમાલીજી. ૧૨
હીરાં કહે ચાલો કૃષ્ણ પાસેજી, દુખ આપણાં ઝટ દુર થાશેજી. ૧૩
ગાય ગોપીનો કૃષ્ણ તે ઇન્દ્રજી, ગોપીજન વલ્લભ ગોવિંદજી. ૧૪
ઇન્દ્રરાયનું માન ઉતાર્યુંજી, વર્ષારેલથી ગોકુલ તાર્યુંજી. ૧૫
નાથી નાગને શોધ્યું વારીજી, ગિરિધારી છે કષ્ટ વિદારીજી. ૧૬
ભદ્રા બોલી સાંભળો બેનાંજી, હીરાં વેણ હીરાથી મજેનાંજી. ૧૭
સહાય કરવાને ચક્રપાણીજી, સમરથ છે પુરુષ પુરાણીજી. ૧૮
તેમાં સંશય ના લગારજી, મારા મનમાં છે આમ વિચારજી. ૧૯
કૃષ્ણ દર્શનમાં આવે આડેજી, પાંપણ લોચનને દુખ પાડેજી. ૨૦
દુરિજન કહેશે વાણી વિતંડીજી, સ્વારથ માટે પાંપણ દંડીજી. ૨૧
કરાવવા નિજ દરશનજી, હણી પાંપણ અબલા જનજી. ૨૨
પરમાર્થે જેનો અવતારજી, સ્વારથ સાધે નહિ તે લગારજી. ૨૩
સાધે દોષિત શ્રી યદુરાયજી, થાય આપણી શોભા જાયજી. ૨૪
એની અન્ય ઉપાયને ધારોજી, મોતીલાલને બીજો ન આરોજી. ૨૫

## ૯ લાવણી અથવા ગરબીની રાહ.

બની ગઈ લાચાર બિચારી, કૃષ્ણ હૂંફથી જીવનારી;
અભદ્રા જેવી ભદ્રાની ત્યાં, વાણી સુણીને વ્રજનારી. ૧
બોલી વિશાખા નાંખી નિશાસા, કરી વિમાસણ મન ભારી;
આપણને બેની ગોપીજનને, ઉદ્દેશી કહે નરનારી. ૨
ગોકુલ ગામના વન ઉપવનમાં, ગોધન સાથે વસનારી;
આહીર જાતની અબળા નારી, ગોવિંદ આસરો ધરનારી. ૩
ગોપીઓ શ્રી કૃષ્ણ ચરણને, મન ક્રમ વચને ભજનારી;
લોક વેદની મરજાદાને, લાજ નકામી તજનારી. ૪
પરવા નહી પતિ પિતા પુત્રની, નિજ પરિવારથી પરવારી;
સંસારી ના વ્રજનારી આ, રમાપતિને રટનારી. ૫
કલંક લાગે ગિરિધારીને, સ્હાય જાચીએ જો એની;
સહાય થાય યદુરાયથી તો ના, કામ સિધાએ કેમ બેની. ૬
મ્હોડે ડૂચો દઈને મારે, દંડે ગ્રહો તે પણ સારું;
નયન છતે આંખે પાટાનું, દુઃખ નથી વસમું વારુ. ૭
આ દુખ કહેવા કૃષ્ણ પાસ જઈ, શકાય જો ના આપણથી;
હાય જાય ના લોચનની, છુટવું આ પણથી ડા'પણથી. ૮
એવું વદીને બેઠી વિશાખા, મન કચવાતી ને રોતી;
ધીરજ ધારી લલિતા બોલી, શાન્ત કરી ગોપી મોતી. ૯

## ૧૦ સાંભળ રે તું સજની મારી–એ રાગ.

પાંપણનું ખાંપણ, આપણને, સાંપણ પેઠે સાલેજી;
કરે કૃષ્ણનું દરશન લોચન, તેને ચણ ચણુ બાળે.
લલિતા બોલે જી. ૧
લોચન દુખ હરવાનું કારજ, પહેલાં દીઠું સહેલું જી;
ચપટીમાં કરી નાંખશું એવું, ગોપીને લાગ્યું ઘેલું.
સાંભળો બેનાં જી. ૨
કૃષ્ણનું કાજ તે માટે બેની, કૃષ્ણ પાસે ન જવાયજી;
જાતાં કારજ થાય એને તો, લાંછન લાગી જાય.
સાંભળો બેનાં જી. ૩
અન્યની પાસે કરગરવાથી, અન્યાશ્રય કહેવાયજી;
સુડી વચ્ચે સોપારીને ન્યાયે, ગોપીઓ મુજવાએ.
સાંભળો બેનાં જી. ૪
ગભરાઓ શા સારૂ બેનીઓ, યુક્તિ બતાવું હું આજે જી;
પાંપણ હણવી કહોની મુજને, લોચન કે કૃષ્ણ કાજે.
સાંભળો બેનાં જી. ૫
જો લોચનનું એ કારજ તો, કૃષ્ણ પાસે ઝટ ચાલો જી;
જો એ કૃષ્ણનું કારજ છે તો, સંશય આ રીતે ટાળો.
સાંભળો બેનાં જી. ૬
કૃષ્ણને સારૂ બીજા દેવને, જાચવામાં શેની લાજે જી;
એને સારૂ જઈ જાચવામાં, વધશે ગોપી માઝા.
સાંભળો બેનાં જી. ૭

મુને પુછો તો કામ છે સહેલું, માટે શ્રમ નહિ દેવો જી;
ભજવો તો ભજવો પરમાર્થે-કૃષ્ણને, નિયમ છે એવો.
સાંભળો બેનાં જી. ૮

તેત્રિશ કોટિ દેવ કીધા છે, ગરીબનાં દુખ હરવા જી;
વિચારવાનું રહ્યું એટલું કે, કેને જઈ કરગરવા.
સાંભળો બેનાં જી. ૯

અગ્નિ યમ કે વરૂણ ઇન્દ્રને, વિધિને દુખ જઈ કે'વા જી;
કે કૈલાસે ભોળાનાથની, સેવા પામે મેવા.
સાંભળો બેનાં જી. ૧૦

કે નારાયણ દેવ શિરોમણી, ક્ષીરસાગરમાં પોઢે જી;
ખોળો પાથરવો તેની આગળ કે, આપણાં કષ્ટને તોડે.
સાંભળો બેનાં જી. ૧૧

લોચનને નહિ તરછોડાએ, પડ્યો આપણને ખોળે જી;
શરણ પડયાને પરહરીએ તો, ગોપીની શોભા ડોલે.
સાંભળો બેનાં જી. ૧૨

માટે કહો કયાં જઇએ શું કરીએ, કેની આગળ કરગરીએ જી,
કળા કુશળતા દાખવવી ખરી, નહીં તો જીવતાં મરીએ;
સાંભળો બેનાં જી. ૧૩

ટેક રાખીને ઉદ્યમ કરવો, માટે ઉપાય બતાવોજી;
મોતી ચારુ વાણી વદીને, આશયને દરશાવો.
સાંભળો બેનાં જી. ૧૪

## ૧૧ હરિગીત.

ગભરાઈ ગઇતી ગોપીઓ જે, વાણીથી ભદ્રાતણી;
થઈ શાન્ત ઝટ હરખાઈ બોલી, ધન્ય તું લલિતા મણી. ૧
વ્રજબાલ મન બ્હીતી હતી, કયમ થાય આશ્રય અન્યનો;
મુક્તિ દીધી યુક્તિ કીધી, જય તારી વાણી ધન્યનો. ૨
પછી બોલી રત્ના રીતથી, અગ્નિ તણી છે નામના
લોચનતણું દુ:ખ કાપવા,યમ વરુણ ઇન્દ્ર નહિં કામના. ૩
યમ પાસ જાવા હોંસ કોને, નામથી હું મરું છળી;
છે વરુણ ઠંડો રાજીઓ, જળ સેવતો મનમાં બળી. ૪
છે ઇન્દ્ર મોટો રક્ષ પણ ના, સ્હાય એ કાંઈ કરી શકે;
એને સદા છે લ્હાય મન, ગભરાય ને આવું બકે. ૫
યજ્ઞો કરે મુનિરાય આ, શતઊન એક તો રે થયા;
રે અપ્સરા રે મદન, કર જઈ કદન ખાતો ના દયા. ૬
પલવાર ના પરવાર જો કે, લોક ત્રણનો રાજીઓ;
હજાર એને આંખ જેવાં છિદ્ર, જાણે રોગીઓ. ૭
પણ અગ્નિની વિખ્યાત દાહક, શક્તિ ઝગઝગતી રહી;
દે બાળી પાંપણ કરી કૃપા તો, કામ ઝટ મોતી સહી. ૮

## ૧૨ મહેતે વજાડ્યો શંખ—એ રાગ.

ત્યારે બોલી કળહંસા નાર, વાણી રસાળીજી;
મારા સાંભળજોની વિચાર, બેનીઓ આલીજી. ૧

અગ્નિ આદિક જે કહેવાય, દેવો મોટાજી;
મુનિ શાસ્ત્ર વદે છે સદાય, અજથી છોટાજી. ૨
વિધિને સ્રજવાનો અધિકાર, નારાયણે આપ્યોજી;
માન વધારવા સુર જ્યેષ્ટ, કરીને થાપ્યોજી. ૩
પણ તેના તે શા ભાર, નારાયણ આગેજી;
ત્રણ ને ત્રીસ કોટિ દેવ, એને પાય લાગેજી. ૪
એની આગળ જોડે હાથ, નિયમમાં ચાલેજી;
કરે સોંપેલું નિજ નિજ કામ, આજ્ઞા પાળેજી. ૫
સૃષ્ટિ ચલાવવાને કાજ, કીધી મરજાદાજી;
પટકી પાડે દાનવ દૈત, જે જાય આડાજી. ૬
સચરાચર જે જાત માત્ર, કાળથી કાંપેજી;
તેને નારાયણનો ધાક, જઈ પાય લાગેજી. ૭
બધી બાજી એને હાથ, એકલો ધારેજી;
એને વશ થયે વશ સંસાર, ઉતરે પારેજી. ૮
માટે ચાલો નારાયણ પાસ, માયા જેની દાસીજી;
સેવો પ્રેમથી રાખી આશ, નહી રે ઉદાસીજી. ૯
ત્યારે બોલી મનોરમા આમ, મનમાં હરખીજી;
કલહસાં કેરાં વેણ, બેની લીધાં પરખીજી. ૧૦
મંત્ર મરજાદાને આધીન, જો છે દેવોજી;
નકામી શાને કરવી કૂટ, બ્રહ્માને સેવોજી. ૧૧
અધિકારનો ના કરી લોપ, પાંપણ કીધીજી;
એને ભોળવી કહાડવું કામ, મોતી વાત સીધીજી. ૧૨

### ૧૩ (કઠણ થયા માધવ મથુરા જઈ—એ રાગ).

નાગરી કહે કે ભુલ કરે તું, બ્રહ્મા જડસુ ન ભોળવાયે;
ભોળો ભોળો ભોળાનાથ છે, આશુતોષ એમ જગ ગાયે. ૧
ચતુરાનનતો ચતુર ઘણો છે, લોક શાસ્ત્ર એમ ભાખેજી;
નરનારી બે આંખે ભાળે, પિતામહા આઠ આંખેજી. ૨
રજો બુદ્ધિ બ્રહ્માની તેમાં, રજકણ ઝાઝી ને ઝાંખી;
સમજણની કણ પણ સમ ખાવા, ઘણી સોધી મેં ના ઝાંખી. ૩
ચંદન ભારે લાધેલા પશુ, મનથી કાષ્ટનો ભારોજી;
સુઘડતા સમજે નહિ પશુ કે, ચંદન ભારો ધાર્યોજી. ૪
એ સમજે કે સ્રજવામાં છે, પુરુષાર્થ મારો મોટોજી;
ઈશ્વર રાજી રહે તો પછી શું, જો લાગે જનને ટોટોજી. ૫
ઘાટ ઘડે એમ ઘડી ઘડીને, ઘણા જનના એની ઘાટ ઘડે;
કોઇને અંધો લૂલો લંગડો, કોઇને પટકે વન વગડે. ૬
શિખામણ દે ડાહ્યા જન કે, જો ઇચ્છો સુખમાં વસવા;
તો મોટાના દોષ ન જોવા, જણાય પણ ના દઈ ભખવા. ૭
મોટાને તો લેવા ન દેવા, ગરીબ ભખે તેની ધુળધાણી;
હું જાણું પણ હદ વળી તેથી, બકું યદવા તદવા વાણી. ૮
એક લેખે હવે પ્રજાપતિના, દોષ ઘટે ના ઉચ્ચરવા;
સ્રજવાનું આરંભ્યું ત્યારથી, પરાર્ધ વીત્યું પરવાર્યાં. ૯
પચાસ ઉપર સાઠ સીતેરાં, એંસી નેવું કેટલાં થયાં;
હું ના જાણું પણ નક્કી કે, પિતામહા આઘેડ થયા. ૧૦

રસિકતાના માખણમાં, સિકતા નાંખી બેની શું કહીએ;
સુઘડતામાં ધૂળ મળી કે, પાંપણુને બાંધી નયને. ૧૧
એક ઇન્દ્રિના જ્ઞાનથી ઘડી ઘડી, બુદ્ધિ બુઠ્ઠી કરી દીધી;
શાણુપણાનું શેષ હતું, તે પણ ખોયું પાંપણુ કીધી. ૧૨
જો એનામાં હતે શાણપણુ, સુગંધથી ભરતે સોનું;
ચંદન ઝાડે ઉપજાવત, અવનવું પુષ્પ સૌ જગજોણું. ૧૩
શેરડી સાંઠે ફળો પકાવત, આમ્ર ફળોથી શત મીઠાં;
વાઃ વાઃ વાઃ ખાઈ કરત બેની, મીઠાંનાં સાંસાં દીઠાં. ૧૪
સૂરજને શીતળ કરતે ને, સાગર સાકરથી ભરતે;
ચન્દ્ર ઉગાડત રોજ પુનેમનો, પેટ નપાવટ ના કરતે. ૧૫
નરનારીમાં પ્રેમ ન કરતે, કરાવતે તો નહિ નડતે;
સુખી દંપતીનાં રસિયાં જોડાં, ઘેર ઘેર નજરે પડતે. ૧૬
પ્રજાપતિ એ પ્રજાપતિશાં, કામ ન આવે આપણુને;
ભોળાનાથને વિનવો મોતી, જો હણવી હોય પાંપણુને. ૧૭

## ૧૪ ચોપાઈ.

વાણી નાગરીની હાસ્યકારીજી, વખાણી હરખી વ્રજનારીજી. ૧
ચિત્રકળા પછી બોલી આમજી,ગોપીજનને કરીને પ્રણામજી. ૨
ધન્ય લલિતા કે ધીરાં પાર્યાંજી,ધન્ય કળહંસા માન વધાર્યાંજી. ૩
વાત કીધી આપણે ઝાઝીજી, જડી જીતવાની ના બાજી જી. ૪
બધીએ એકેક દેવ વખાણ્યોજી, એક એકને હીણો ગાયોજી. ૫
ભોળાનાથને છે નિસા તાનજી,રાખ ચોળે ને સેવે સ્મશાનજી. ૬

તેના દોષો જોવા જતાં જડશેજી, પણ કારજ શું સુધરશેજી. ૭
મારે કરવું નથી એવું કામજી, મારી નજર તો દોડેછે આમજી. ૮
મોટા નાના ભલે હોય દેવાજી, આપણે શેની લેવા દેવાજી. ૯
જેને કામ સાધવાનું કામજી, ગુણનિંદાથી તેને શું મામજી. ૧૦
વન વગડામાં વાઘને ચાસજી, મન વિરાગી તપસીનો
વાસજી. ૧૧
ગિરિ ગુફા ને પથ્થર પ્હાણાજી, યોગ સાધવા યોગી
વખાણ્યાંજી. ૧૨
કડવો લીંબડો કોને ભાવેજી, રસ પીવો કે પિત્ત સમાવેજી. ૧૩
લેવા ગુલાબ જેને હોંસજી, તેને કાંટાનો શેનો દોષજી. ૧૪
વહાલી દેહને જો હોય રાખવીજી, કોહી આંગળી કાપી
નાંખવીજી. ૧૫
ગુણ નિંદા તે તો માત્ર વાતજી, કામ આવે તે રળીઆતજી. ૧૬
હણે આપણું દુખ તતખેવજી, તેને જાણવો મોટો દેવજી. ૧૭
ખરો બાપ જે પોખે પેટજી, જન્મ આપે તે બાપ ના
નેટજી. ૧૮
બધાં કાને શિખામણ નાખેજી, મંત્ર આપે તેને ગુરુ દાખેજી. ૧૯
બીજા રાજા તે શેના રાજાજી, અંન આપે તે તો મેઘરાજાજી. ૨૦
બકરાં મેષ નિમાળા નહિ વાળજી, નર મૂછનો વાળ તે
વાળજી. ૨૧
પુત્રદારા ન વહાલાં વેઠજી, વહાલું એકલું પોતાનું પેટજી. ૨૨

બીજી પીડા તે શેની પીડાજી, પ્રેમ પીડા ખરી ધીરા ઢીલાજી. ૨૩
બીજાં ગાત્ર તે તો કહેવા માત્રજી, રત્ન લોચન તે ખરું ગાત્રજી. ૨૪
ફળમાં ફળ એકલું કેરીજી, જેને ખાધે છુટે રસ શેરીજી. ૨૫
રાજારાણા તેનો શેનો દંડજી, ખરો કાલનો દંડ પ્રચંડજી. ૨૬
સૂર્ય ચન્દ્રમણિના ચળકેજી, ખરી આત્મા જ્યોતિ ઝળકેજી. ૨૭
માટે કામ જે દેવથી થાએજી, તે તો આપણો દેવ કે'વાએજી. ૨૮
અગ્નિ ઇન્દ્ર બ્રહ્મા જે કરશેજી, તે તો આપણો દેવ ઠરશેજી. ૨૯
ત્રણ ત્રીસ કોટિ દેવ જાચવાજી, ગુણ ગાઇને સૌને રાચવાજી. ૩૦
હાથ ઓડવો કરીને પહેળોજી, કરગરી પાથરવો ખોળોજી. ૩૧
દુખ અપમાન શ્રમ નહિ ગણવોજી, જેને કક્કો પોતાનો ભણવોજી. ૩૨
સૌને કહેવા ગરીબ નિવાજજી, ભીખ આગે વહાલી શેની લાજજી. ૩૩
શૂરાને શેના પ્રાણ વહાલાજી, ગોવાળોને શેનાં ઘર વહાલાંજી. ૩૪
પ્રેમ પ્રગટ્યો તેને શેનો નેમજી, કામ પ્રગટ્યો તેને શેનું ક્ષેમજી. ૩૫
યોગ વહાલો તેને શેના ભોગજી, સ્વાદ વહાલા શેના જેને રોગજી. ૩૬

ધન સંચયમાં જેનું ધ્યાનજી, તેને શાના વહાલા ભગવાનજી. ૩૭
વશ કરવા જેને નંદલાલાજી, તેને ભોગ વિષય શેના વહાલાજી. ૩૮
કૃષ્ણ પ્રેમ તો વહાલી શી મુક્તિજી, સાચા બોલાને શી વહાલી જુક્તિજી. ૩૯
તેમ જેને માંગવી ભીખજી, તેણે લાજને દેવી શીખજી. ૪૦
મારા મનનો આ છે વિચારજી, શોધે શોધે જડશે સારજી. ૪૧
સૌની આગળ આપણે જઇએજી, કામ આપણું કહાડી લઇએ જી. ૪૨
પહેલાં સ્વર્ગમાં ચાલો નમીએજી, ઇન્દ્રાદિક દેવોને રિઝવીએ જી. ૪૩
સત્યલોકમાં બ્રહ્મા પાસે જી, કામ ન સરે તો કૈલાસે જી. ૪૪
ઠીક થાય તો તો મોતી ઠીકજી, નહિ તો જઇશું નારાયણ પાસે જી. ૪૫

## ૧૫. સુણો શામળા હું તમ માટે ઘેલી થઈ જી—એ રાગ.

ચિત્રકળાએ તો કળાયુક્તિ વાપરી જી,
શીખ સાંભળીને ગોપીએ તો મન ધરી જી. ચિત્ર૦ ૧
મુકતા બોલી ચિત્રકળા, તુંમાં ના મણા જી,
તારાં વેણુ આગળ મોતી તે તો નામનાં જી. ચિત્ર૦ ૨

નકી જાવું આપણે બધાંને જાચવા જી;
દુખ આપણાં તે યુક્તિથી દર્શાવવા જી. ચિત્ર૦ ૩
હિતકારી વેણુ જે કહે તે ધારવાં જી;
સફલ કામ જેથી યોગ તે વધારવા જી. ચિત્ર૦ ૪
પ્રથમ ચાલો સ્વર્ગ, સભા ઇન્દ્રરાયની જી;
શોભા શોભી રહી દેવ સમુદાયની જી. ચિત્ર૦ ૫
જુઓ દેવ કહે, સાંભળીએ આપણે જી;
ધટારથ પછી કરીશું એની ડા'પણે જી. ચિત્ર૦ ૬
ગોપી ચાલી સ્વર્ગ–મંન હરખે ભરી જી;
શરણે આવેલાની ચંત તેથી ના ડરી જી. ચિત્ર૦ ૭
હરિ પ્રેમ પરિપ્લુત આનંદ રાશ છે જી;
તેનું જેમ પછી મોતી શી કચાસ છે જી. ચિત્ર૦ ૮

## ૧૬–કટાવ.

ચાલી શ્રીહરિ સંભારી, વ્હડી સ્વર્ગધામ વ્રજનારી;
અવનવી શક્તિ ને ધામા, લીલાથી ચકિત જ રામા
મન ઉલ્લાસ કર્યું ઉલ્લાસે, પશુ જોડું પ્રેમને પાશે
પ્રેમ વસ્તુને, પશુ સમજે ના, સ્વર્ગ ધામના, મન ઉલ્લાસો.
ખોડી વૈખરી, કળે કળે ખરી, બ્રહ્માનંદના, અંશાંશેથી,
સ્વર્ગવાસીનો, આનંદ જામ્યો, વિષયાનંદથી, ઘણો ઘણેરા,
એમ સમજીને, બ્રહ્માનંદને, કંઇક દેશમાં, સ્હેજ કળીને,
સહુ જન જાણે, માટે મથીને, કંઇક ચિતારૂં, સ્વર્ગાનંદને,

હરિ સંભારી, જ્યાં વ્રજનારી, ચાલી ચોંપે, જોયા દેવો, એક ઠેકાણે, બેઠેલા પણ, ઘણી જગોનાં, ઘણી તરેહનાં, કામ ચલાવે, ઇન્દ્રસભામાં, હાજર રહીને, નિજ સત્તાને, અધિકારને, અનુસરીને, કામ કરીને, રાય રિઝાવે, પણ વળી ઘરમાં, રહ્યા હોય તેમ, દેવાંગનાઓ, સાથે રમતા, વળી મિત્રજન, સાથ વિચરતા, વળી અપ્સરા, સાથ વિહરતા, નંદ બાગમાં, વન ઉપવનમાં, ચહડી વિમાને, જઈ જોતા ને, દિવ્ય વૃક્ષની, ઘટા સેવતા, હરતા ફરતા, પારિજાતના, શુભ પરિમલને, સદાય લેતા, સુર સરિતાના, ઓવારા પર, જઈ બેસતા, તે સર્વેને, જોતી જોતી, ચાલી ચાલી,

ચાલી શ્રીહરિ સંભારી. ૧

સુર નરનારી, દિવ્ય સુખોને, મનના બળથી, બહુ ભોગવતાં, સામગ્રીમાં, મન સંકલ્પો, પ્રભાવ જેનો, અવ નવો એવો, કે સંકલ્પો, જાણે જુજવી, જાત જાતનાં, પુષ્પ હોય તેમ, રૂપોવાળાં, રંગોવાળાં, શોભા ભરથી, ઝળ ઝળકાળાં, નાદ કરંતાં, આકૃતિમય થઈ, ખડાં થતા ને, સામગ્રીમય, પોતે થઇને, સુખ આપીને, દેવ રિઝવતાં, જેઓ સર્વે, એક ઇન્દ્રિયે, અનેક ઇન્દ્રિનાં, અનેક ભોગો, સાથ ભોગવી, એક બીજાની સાથે વદતાં, સંકલ્પોને, ફેંકી ફેંકી, દેવ દેવીઓ, જાણે રમતાં,

પુલ નાંખીને, તેવી રીતે, એક બીજાની, સાથે વદતાં, બાહ્યાભ્યંતર, નહિ હોય ત્યમ, જોઈ લેતાં, જાણી લેતાં, પરખી જાતાં, દુઃખ નહિ જ્યાં, કપટ નહિ જ્યાં, કલેશ નહિ જ્યાં, બાર માસને બત્રી ઘડીએ, એકી ધારે, દિવ્ય સુખોને, ભોગવતાં જ્યમ, એક રસે ને, એકી વારે, અમૃત પીતાં, સદૈવ ઠરીને, ઠારી ઠારી,

ચાલી શ્રીહરિ સંભારી. ૨

કપાળ ગ્રાસની, રીત આટલાં, દિવ્ય સુખોને, જે સાધારણ, ગણાય દેવો, તે ભોગવતા, અગ્નિ આદિનું, શત ગણું તેથી, તેથી શત ગણું, ઈન્દ્રાણીનું, ઈન્દ્ર રાયનાં, દિવ્ય દેહના, પરમાણુનો, પરિમલ જેનો, ચાલિસ ગાઉ, દુર સુધીમાં, પસરી રહેતો, સભા રાયની, રસભર ભાળી, પિગળાવેલા, સુવર્ણ રસની, તે ના જાણું, મલયાગરના, ચંદન જેવી, ઠંડક કરતી, કે આંબાના, રસની પેઠે, સ્વાદ આપતી, જેની અંદર, સૌ આનંદો, સૌ રસોને, સૌ રૂપોને, સૌ રંગોને, સૌ શોભાવે, જ્યાં સૌ નાદો, એકાકાર થઈ, તાલ દઇને, સાથે શમતા, સાથે ઉઠતા, ઉંચ ઉચ્ચતર, લોકોમાંથી, અમૃત ધારા, સદૈવ પડતી, સુર નર નારી, પીતાં પીતાં, ઠારી ઠારી,

ચાલી શ્રીહરિ સંભારી. ૩

## (૧૭-રાગ-૧૫ ના જેવો).

ચકિત થાતી ચાલી, ગોપીઓ ત્યાં ચોંપથી જી-ટેક.
જોતી દેવ દેવી અપ્સરાઓ, હોંસથી જી. ચકિત૦ ૧
સભા રાજની ત્યાં, બેઠો ઇન્દ્ર રાય છે જી,
અધિક આસને જ્યાં, ઇન્દ્રાણી પૂજાય છે જી. ચકિત૦ ૨
અગ્નિ આદિ બેઠા દેવ, અધિકારની રીતે,
નાનાં મોટાં ચહડી આસનો, ને મંન રીઝતે. ચકિત૦ ૩
ગાય ગંધર્વો, સાત ગ્રામ ઉંચકી જી,
કરે વિધ વિધ આલાપ, મનથી છકી જી. ચકિત૦ ૪
ઉઠ્યો નાદ જાણે, રેલ ચાલી પાણીની જી,
બ્હેક બ્હેકી જાણે, સભા મધ્યે વાણીની જી. ચકિત૦ ૫
નાચે અપ્સરાઓ, કદળી કેળ કુમળી જી,
લાવણ્તા ભરેલી, જોઈ રસ પૂતળી જી. ચકિત૦ ૬
દિવ્ય વસ્ત્ર ને સણગાર, શોભિતાં ધર્યાં જી,
દીઠાં રૂપ રસ, વસ્ત્ર બહાર નિસર્યાં જી. ચકિત૦ ૭
ઇન્દ્ર ઇન્દ્રાણીને પાય, ગોપીઓ પડી જી,
નમી દેવ સુરાચાર્યને, પાદો ગ્રહી જી. ચકિત૦ ૮
વલ્લભ ગોપીજનવલ્લભ, ગોપી જાણીને જી,
દીધું માન ઘણું, રાય ને ઇન્દ્રાણીએ જી. ચકિત૦ ૯
સભા જોતી ઉભી, ગોપીઓ હરખાઇને જી,
ગયા આશ્રયે તો, ગોપીના પરખાઇને જી. ચકિત૦ ૧૦

પુછે રાય શો, જવાબ વ્રજનારીને જી,
શોભા રહે બધાની, દેવ કહો વિચારીને જી. ચકિત૦ ૧૧
લીધો સર્વનો વિચાર, ગુરૂને કહ્યો જી,
સ્વાભિપ્રાય ગુરુ ચરણુમાં, નમી ધર્યો જી. ચકિત૦ ૧૨
ગોપી જોવા લાગી, દેવ કરે કેલીને જી,
નાના રંગ રૂપવાળાં, પુષ્પ હેલીને જી. ચકિત૦ ૧૩
લાગી અચરતી કે, સભામાં ન આ ઘટે જી,
ધાર્યું પ્રકૃતિ ક્રીડ, દેવની તે ના મટે જી. ચકિત૦ ૧૪
કહેતું કેમ કેવી રીતે, તે વિમાસતી જી,
સભામાં હજી તો, ગોપીઓ ઉભી હતી જી.
મેઘનાદ કરી રાય, જોડી પાણિને જી,
ગોપી સમજે તેવી, દેવ વદ્યો વાણીને જી. ચકિત૦ ૧૬
અહો ભાગ્ય તમે, સ્વર્ગ જોવા આવિયાં જી,
કામ નામ રહિત, ભક્તિ તેથી ભાવિયાં જી. ચકિત૦ ૧૭
અહો પુન્યકારી, છે તમારી નામનાં જી,
પ્રેમ મૂર્તિમતી, ગોપીઓની કામના જી. ચકિત૦ ૧૮
અમે દેવ મોટા, નામના ન કામના જી,
મન્ત્રાધીન દામબદ્ધ, જાણે દામણા જી. ચકિત૦ ૧૯
હંસગામી કરે તે, અમોથી નહિ ફરે જી,
હોય ભૂતળે જે કામ, દેવ તે કરે જી. ચકિત૦ ૨૦

થાપે તે ઉથાપે, વિશ્વની એ રીત છે જી,
સુણો શીખ થશે, કામ એવી છે પ્રતીત જી. ચકિત૦ ૨૧
તમો જાઓ સુરજ્યેષ્ટ, પાસ સત્યલોક જી,
મોતી છે સમર્થ, પ્રભુ કાપવાને શોક જી. ચકિત૦ ૨૨

## ૧૮–પાઓ પ્રેમરસ પ્રાણજીવન–એ રાગ.

સુરાધીશનાં સુણીને વચન, ગોપી મંન ના ડરી જી;
ચ્હડી સત્યલોક પ્રેમ ઉમંગ, નમન સુરોને કરી જી. ૧
મહર્લોક જનલોક મેલ્યા પુંઠ, તપો લોકને ટપી જી;
કૃષ્ણ કૃષ્ણ ગોવિંદ એટલું રટણ, લોક લીધા આટપી જી. ૨
જોયા હંસવાહન વેદ અવતાર, પરમેષ્ટી પાધરાં જી;
નારદ મહર્ષિ સનકાદિક ચાર, કરે તપો આકરાં જી. ૩
જોયો ઑંકારનો આકાર, વેદ ધ્વનિ રહી છકી જી,
જાણે આનન્દ સાગર અપાર, ગોપી મારે ડૂબકી જી. ૪
ઉઠી શમે શમી ઉઠે ધ્વનિ પૂર, ક્યાંથી આવે ના કળ્યું જી,
પુર ઉભરાયું સત્યલોક બહાર, અધો લોકમાં ઢળ્યું જી. ૫
તપો લોક મહ જંન લોક સ્વર્ગ, ભુવર્ ભૂ પ્રસર્યું જી,
આનંદાંશાંશેન જીવભૂત, જીવે એ સફળ કર્યું જી. ૬
ધ્વનિતણાં લયતાન ને આલાપ, ગોપી મોહ પામતી જી;
મન વાણી અગોચર સુખસીમ, અનુભવી વખાણતી જી. ૭
પ્રસન્ન સ્વસ્થ નિહાળીને સભા મધ્ય, અજે વાણી આદરી જી,
ભલે આવ્યાં તમે ધારજો હામ, ચિત્રકળા નાગરી જી. ૮

તમે પ્રેમઘેલી છો વ્રજનાર, હારદને ના કળો જી;
લોક વેદ કેરી સકલ સુધ સાન, ખોઈ આવું આદરો જી. ૯
આ પ્રપંચ તણો કઠણ વ્યવહાર, પ્રજાને મન સુતરો જી,
રાજતંત્ર જેને રાખવું હાથ, નિકળે તેને સોંસરો જી. ૧૦
તથાપિ કરત તમારું આ કામ, બાજી હાથમાં નથી જી;
નિમિત માત્ર હું નારાયણ દાસ, ચીઠ્ઠી ચલવું કાસદી જી. ૧૧
સ્રજું પ્રજા પણ ના હંકાર, રોષ નથી ધારતો જી;
સુણી નાગરીનાં મર્મવચન, મોતી રહ્યો વખાણતો જી. ૧૨

## ૧૯ દોહરો.

રજો ગુણી અજનાં સુણી, કર્મ જડસુશાં વેણ;
પીડા પામી બાલિકા, પડી ન મનમાં ચેન. ૧
અરસિક રીતિ જોઇને, ચહડી ઘણેરી ખીજ;
કડવો ઘુંટડો પી ગઈ, સમય વિચારી ભીડ. ૨
સમય હતો તો ઉતર્યો, જે કુરુસાગર પાર;
કાબાથી હારી ગયો, સમયે ખાધી હાર. ૩
રાજ સૂયમાં યદુપતિ, જાણી સમયનો ભેદ;
નવાણું વેણ સાંખી કીધો, શિશુપાલનો છેદ. ૪
દેવ જોય નરનારનાં, શુભ કર્મોને ઘોર;
સમયે છાના બેસીને, સમે બતાવે જોર. ૫
સમયે તરુવેલો ફુલે, આંબે આવે મોર;
પુરુષારથ તો નામના, ઠાલી શોર બકોર. ૬

સમે સમેનો રંગ ને, સમે સમેનું રાજ;
સમો વરતે સુધરી શકે, વણસાએલું કાજ. ૭
એમ કરી વિવેકને, ધરી ગોપિએ ધીર;
બ્રહ્મ સભા મંદિરમાં, અનમી નામ્યું શીર. ૮
ચલો બેનીઓ ઝટ લઈ, આટોપાયું કામ,
ધન ધન ઘડી કે જોયું છે, સત્યલોકનું ધામ. ૯
ભેટો બ્રહ્માનો થયો, પાવન કીધો દેહ;
જીવ્યાનું સાર્થક હતું, મનખો સુધર્યો છેહ. ૧૦
પિતામહા તો વન્દ્ય છે, સુરના મોટા દેવ;
મોટા જનના આશયો, કળાય નહિ તત્ખેવ. ૧૧
પ્રેમઘેલી વ્રજનારીઓ, કળીએ કહો કયમ વાત;
ગાય ચરાવી ગોકુળે, આપણને કુશલાત. ૧૨
અરસિક પેઠે કથી કથા, શિખ દીધી બની શૂર;
સ્વભાવ પલટે ઘડપણે, હૃદય બને નિષ્ઠૂર. ૧૩
ધાતા તારો પાડ કે, શરણુ લાજ ધરનાર;
તેં સરજ્યાં આ વિશ્વમાં, દેવ દેવી ભંડાર. ૧૪
ઠીક થયું અવસર દીધો, હંસ વાહને આજ;
કૈલાસે જઈ જાચવા, ભોળા ગરીબ નિવાજ. ૧૫
એમ બ્હાવરી ચાલી સૌ, ઉમેશ પાસે નાર;
આવી મન મુઝવાતીને, મોતી કરે પુકાર. ૧૬

## (૨૦–પદ)

શંકર મહાદેવ દેવ, ભોળા ભસ્મધારી;
હાથ જોડી અરજ કરે, ગોપીઓ બિચારી. ૧
કામ સારનાર દીઠાં, ન કો દેવ દેવી;
પ્રેમ દુઃખ કેરી વાત, કહો કોને કહેવી. ૨
સ્વર્ગલોક સત્યલોક, હોંસ ધરી જોયાં;
બધા લોકવાસી દીઠા, નારાયણ મોહ્યા. ૩
દોરી નાક નાથેલાને, જોયા પશુ જેવા;
ગોપી કાજ ના સુધારે, શાને દેવ કહેવા. ૪
દૈત્ય સાથ લડી થયા, સમર ભીરુ દેવા;
જેમ લાવી કામ કરે, એવી નથી હેવા. ૫
દીન વાણી ઓચરે ને, હાથ તાળી આપે;
થાપ્યું તો એ ના ઉથાપે, નહી કષ્ટ કાપે. ૬
લાજ જાય છે અમારી, બિરદ લ્યો વિચારી;
શરણાગત કષ્ટહારી, શંકર ત્રિપુરારી. ૭
શીઘ્ર રાજી થાય મોતી, આશુતોષ રાધે;
ગોપી પ્રેમ બાધ જતાં, ઘણી કીર્તિ વાધે. ૮

## (૨૧–રાગ ઓખાહરણનો)

એમ બોલી જોડી બંને હાથ, ભોંય પડી કીધો પ્રણિપાત;
અહો શંકર કામ ન સરશે, અમારે હવે મરવું પડશે. ૧

સુણી ગોપીજનની વાણી, દયા આણી ધણી શૂલ પાણી;
મન નિશ્ચે કીધો કરું સહાય, ભક્ત બાલિકા રાજી થાય. ૨
ગોપી કહે તો હું આભ ઉખેડું, પાછું મોકલું જનનું તેડું;
બધા બ્રહ્માંડને ઝટ ઠેલું, પણ ગોપીનું કાજ ઉકેલું. ૩
જાણી હારદ શંકર મનનું, ગિરિજા વળી ભક્તિ ભજનનું;
ઝટ ઉઠી ગોપી સામાં ધાયાં, હાં હાં આ શું! કહી શરમાવ્યાં. ૪
કૃષ્ણ અપર સ્વરૂપ છો ગોપી, રોમ રોમ રહ્યો પ્રેમ ઓપી;
વશવર્તી બ્રહ્માંડનો નાથ, તમે શા સારુ જોડો છો હાથ. ૫
આ છે શંકર શંભુ ભોળા, હાથ જોડે કરે હસ્ત પહોળા;
વારે વારે દયા લાવી આપે, દીન દળીદરીનાં દુઃખ કાપે. ૬
ધન દોલત રાજ ને માયા, આપી આપીને હાથ ઘસાયા;
બેઠા પરવારી કાંઈ ન રાખી, શિવ શ્મસાન વાસી ને ખાખી. ૭
ચપટી ચોખા કે પુષ્પને પાણી, રંક હાથનું ઝટ લે વખાણી;
કોઈ કકળે તો દીલમાં દાઝે, જોતજોતાંમાં ગરીબ નિવાજે. ૮
તેની પાસે કહો શા સારુ, વારે વારે જોડો હાથ વારુ;
પાર્વતીએ આશ્વાસના દીધી, પાય લાગેલીને ઉભી કીધી;
પછી મોતી આલિંગન આપ્યું, કૃપા દષ્ટિ કરી દુખ કાપ્યું. ૯

## ૨૨–સુખદુઃખ મનમાં ન લાવીએ–એ રાગ.

ધીર ગિરા ગિરિજા તણી, સુણીને મન વાળી;
પાર્વતી પાસે ગોપીઓ, બેઠી આસન ઢાળી. ધીર૦ ૧

જોવા લાગી કૈલાસની, ગોપી ધીરજ ધારી;
ચકિત નજર કરી ડરપતી, શોભા અનુપમ સારી. ધીર૦ ૨
ખડકયા અનંત પ્રદેશમાં, ગિરિ સમ ભૂતિ ગોળા;
માયા સંજીવની ખૂટી ને, જ્યાં ત્યાં સર્પનાં ટોળા. ધીર૦ ૩
ઇશ પ્રતાપથી ડરપીને, તજી જાતિનું વેર;
નિડર થઈ સૌ પ્રાણીઓ, ભમતાં રમતાં ચોમેર. ધીર૦ ૪
ઉંદર સર્પથી ના ડરે, તે બે મોરની પાસે;
નાચીને મન રાચે ઘણું, નંદી સિંહથી ન ત્રાસે. ધીર૦ ૫
ભવ્ય ભયાનક ઠામમાં, જ્યાં ત્યાં સિદ્ધનાં વૃન્દો;
ડમડમ ડમરું વાગતો, ભૂત કરતા આક્રન્દો. ધીર૦ ૬
જોઈ એવી શિવ ધામની, શોભા લોકથી ન્યારી;
ભેદ ન સમજી મોતી શકી, ગિરિ કન્દર ચારી. ૭

**૨૩–જુઠું જુઠું જીવત ખરૂં જાણમાં રે–એ રાગ.**

મન આહ્લાદ કરીને વર્તે, શિવ આવાસમાં રે,
નવા ઉલ્લાસમાં રે. મન૦ ટેક.
કાળ કરે કાળાથી કેલી, વર્ષી રહી આનંદની હેલી;
પ્રકાશ પ્રગટ્યો ભેળી, ગિરિ કૈલાસમાં રે. મન૦ ૧
અમી ભરેલી શિવની પડતી, દષ્ટિ સૌ સત્ત્વોપર ઠરતી;
અહંકૃતિ તો ખરતી, પલ એક ખાસમાં રે. મન૦ ૨
ચિદચિદ્ ગ્રંથી ઝટ દઈ ગળતાં, ભૂતમાત્રનાં રૂપ પલટાતાં,
નવાં નામોને ધરતાં, પડે પ્રકાશમાં રે. મન૦ ૩

નિઃસત્ત્વો જે સત્ત્વો થયલાં, જાણે શ્મશાનને પામેલા;
બનતાં રસે ભરેલાં, શિવ કટાક્ષમાં રે. મન૦ ૪
શ્મશાન સેવી યોગીરાયા, વિભૂતિધર શાસ્ત્રે ગાયા;
વસ્તુ ગતરસ માયા, સમજો ખાખમાં રે. મન૦ ૫
નવી શોભા જે સત્ત્વો ધારે, નવી કૃતિ સંયોગી કાળે
તે શોભા શુભ મ્હાલે, સદા કૈલાસમાં રે. મન૦ ૬
શું ગોપીઓ ફરી અવતારે, પ્રેમ ભાવના નવ નવ આવે;
ઉમંગ છોલે ધાવે, મોતી આશમાં રે. મન૦ ૭

## ૨૪–મારૂની ચોપાઈ.

એઠા શંભુ સમાધિ લગાવી, ગોપી દુખ હરવું મન લાવી;
વિશ્વ બાંધણી જે થકી થાય, વિશ્વ આવિર્ભાવ ગવાય. ૧
તે તે સર્વે નિયમોને ખોળ્યા, બધાં તત્ત્વોનાં પેટાં ફોડયાં;
જ્ઞાનદૃષ્ટિથી તુલના કરવા, ગોપી સંકટને ઝટ હરવા. ૨
કાંઈ કાંઈ નિયમોને કહાડી નાંખ્યા, જેમના તેમ કાંઈ કાંઈ રાખ્યા.
સુધાર્યાં ને વધાર્યાં વિચારી, બધી વાતને સ્થિર થઈ ધારી. ૩
કંઈ કંઈ રીતે સરવાળા પાડ્યા, કંઈ કંઈ સરવીઆ ઉતાર્યાં;
પણ તાલો ના આવ્યો હાથ, મિજાને ચહડી એકે ન વાત. ૪
નારાયણ શ્રી દેવદેવે, નિજ પૂર્વના બળને હેવે;
ગત સૃષ્ટિઓ જ્ઞાનથી સાધી, ચલ્લુ સૃષ્ટિની રચના બાંધી. ૫

જીવનાં અદષ્ટો અનુસરતી, બ્રહ્માની બનાવી મુરતી;
તે સ્વરૂપને ઇશે તપાસ્યું, બધી કોરથી ખૂબ વિમાસ્યું. ૬
પણ એક રજ આમ તેમ, ચસવાય ન દીઠી નેમ,
ત્યારે શિવજી ઘણા મુઝવાયા, ગ્લાનિ પામી ગયા યોગીરાયા. ૭
અહો ગોપીઓનું પણ ટળશે, મારી કીરતી હલકી ઠરશે,
ધન વૈભવ સ્વર્ગાદિ મુક્તિ, તે તો આપવા સ્હેલી છે યુક્તિ. ૮
વિશ્વ નિયમમાં રહીને અપાય, જોકે લોકમાં મહિમા ગવાય,
આ તો ગોપિની એનની વાત, વિશ્વ નિયમનો છે કરે ઘાત. ૯
ગજુ નથી મારું એ તો કરવા, હાવાં શું કરું આ દુખ હરવા,
તે તો કરવા સમર્થ જે થાય, નારાયણથી મોટો કહેવાય. ૧૦
સમો વડીઓ નથી કોઈ એનો, એવાં શાસ્ત્ર ઋષિ કહે વેણો,
એવો લાવવો શી રીતે ગોતી, નારાયણનો નારાયણ ક્યાંથી. ૧૧
પણ ક્ષીરના સાગર નીરે, યોગનિદ્રાને જે ઈશ ઝીલે,
તે છે આપે આપથી મોટો, સમોવડીઓ છોટાથી છોટો. ૧૨
તેની પાસે ગોપી લઈ જાવું, પ્રેમ વર્ધક પણ છે બતાવું,
આ છે વિશ્વ તો સત્ પરિણામી, યોગિ મુનિજને અનુભવ્યું
માની. ૧૩
ભૂતકાળમાં હોતું એ સારું, હમણાં પણ સારું છે વારુ,
સારું હોઈ સારું થતું ચાલે, કાળે અધિક સારું થઈ મ્હાલે. ૧૪
તેને પુષ્ટિ આપવી ધારી, નારાયણ બને અવતારી,
દિવ્ય કરમો કરે દેહ ધારી, ભક્તો ગાય છે લીલા રસાળી. ૧૫

તેનું ચારિત્ર્ય હોંસથી ગાવું, દિવ્ય સ્તોત્ર સ્તવીને રીઝાવું,
અમારી સુણી આરત વાણી, દયા અતુલ છે એણે આણી. ૧૬
દુખ હરીઆં છે વારંવાર, સ્હાય કરવા સદા તૈયાર,
દયા સાગર ગુણભંડાર, મોતી ઓથ તો બેડો પાર. ૧૭

## ૨૫–નારાચ છંદ.

વિચારી એમ વાતને, સમાધિને ઉતારીને;
ઉઘાડી નેત્ર ને શિવે, નિહાળી ધેનચારિને. ૧
સુધા ભરેલ સુસ્વરે, સુવેણુ શંભુ આદરે;
ઝરા પ્રવાહ ઠેકતાં, હિલીમિલી ધ્વની કરે. ૨
અહો લસંતિ સાગરે, લહેરી પ્રેમ આલિઓ;
શું પ્રેમવેલી કુંપલી, ભરી રસે રસાલીઓ. ૩
રસે રસે રસેલીઓ, શું મૂર્તિ રૂપવાળીઓ;
શું પ્રેમકોટ સાધવાની, બારી ગોપનારીઓ. ૪
થયો છું હું કૃતાર્થ આજ, ધન્ય ગોપી જોઇને;
તમારી પ્રેમ ભક્તિમાં, રહ્યું જ મંન પ્રોઇને. ૫
તમારું દુઃખ કાપવાની, હોંસ દીલમાં હતી;
સમાધિમાં વિચારી વસ્તુ, સાર બુદ્ધિ છે હઠી. ૬
રચેલ વિશ્વ બાંધણી, ચસાવું શક્તિ એ નથી;
ન મારી ન કો દેવ દેવી, ફેરી માનજો નકી. ૭
તમે ન હામ હારશો, રહો વિવેકને ગ્રહી;
તમારી મારી લાજ રાખનારી યુક્તિ છે સહી. ૮

હું સાથ આવું બાલિકા, ચલોની ખીર સાગરે;
સમીપ ઇશ કેરી જે, દયા સદા દીલે ધરે. ૯
સ્વભક્તનો ગરીબનો, સદા પુકાર સાંભળે;
સદાય આવી ધાય, હાથ સ્હાય મોતીને મળે. ૧૦

## ૨૬-દોહરો.

છેવટના જ ઉપાયમાં, નારાયણની પાસ;
જાવાને તત્પર હતી, નારી રાખી આશ. ૧
સુણી વચન શંકરતણાં, આવી મનમાં હોંસ;
પ્રસન્નતાની ઉર્મિઓ, ચાલી વદન સરોજ. ૨
શંભુ સાથે આવશે, વિચારતાં એ વાત;
કામ આપણું સાધશે, એમ થઈ રળીઆત. ૩
ચલો બેનીં સાહેલીઓ, ક્ષીરોદકને તીર;
ક્ષેમ કુશળ આવી મળ્યું, સહાયક યોગી ધીર. ૪
નારાયણને વિનવિશું, દેવ દેવ દેવેશ;
ગિરિધારી ગોપી પતિ, લેશ ન રહેશે ક્લેશ. ૫
ગોપી આશય વરતીને, ભવાનીએ તે વાર;
અનુમોદન બહું બહું દીધું, વરત્યો શિવ જયકાર. ૬
અંતરીક્ષથી ઉતરતો, વીણાનો રણુકાર;
કર્ણ ગોચર એવે થયો, મોતી બેડો પાર. ૭

## ૨૭–હરિગીત છંદ.

છાઈ રહ્યા આકાશમાં, આ મેઘ જલધારા કરે;
ધરણી પડે દર્દુર કરે ધ્વનિ, પ્રાણી સૌ હર્ષે ભરે. ૧
ના રે જુઓ મુનિ અવતરે, આકાશ યાનેથી ખરે;
ગુણ ગાન મેઘશ્યામનું, કરધારી વીણાથી કરે. ૨
શું અવતરે ભૂપર ઢળે, અભિનવ ખચર ગ્રહરાજીઓ;
ના રે જુઓ મુનિ લાગોં એ, શ્રીકૃષ્ણ રસનો રાગોંઓ. ૩
નિજ હૃદય કેરી ભાવના, ઉભરાઇ રોમે રોમથી;
છે શિખા ઊર્ધ્વ દેવર્ષિ કેરી, પ્રેમભરના જેમથી. ૪
એ બ્રહ્મચારી યોગિનું, અહો ઓજ તેજ બહુ લસિ લસે;
જાણે સુખડ મૂર્તિ જડી, પિગળેલ કાંચનને રસે. ૫
આજ્ઞા દીધી સરજો પ્રજા, તે પાળી ના મુનિ સત્તમે;
એ ઊર્ધ્વરેતા જન્મથી, હૃદિ રૂઢ હરિ સાથે રમે. ૬
સંકલ્પ સાધક દાસ, નારાયણ તણા નારદ મુનિ;
મન મગ્ન મોતી તેમની, વીણા તણો રણકો સુણી. ૭

## ૨૮ શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

કૈલાસે પછીં એ વિધે અવતરી, જોઈ ભવાનીશને,
ધાયા છે મુનિરાય, દોટ દઇને, વન્દ્યા ઉમા ઈશને;
નામ્યું છે નિજશીશ ઈશ ચરણે, સાષ્ટાંગ પ્રેમે કર્યાં,
જોડી હસ્ત ઉભા થઈ શિવ કને, આ વેણ મોતી સર્યાં. ૧

## ૨૯ શિખરિણી વૃત્ત.

મહાદેવા દેવા, નમન કરું ભાવે પશુપતિ;
સ્વિકારો આ વેળા, કૃત ચરિત થાઉં ભગવતી. ૧
તમારી કીર્તિ તો, અજનગરથી માંડી નિસરી;
યશાળી પાવિત્રિ, સ્વજન દુખહારી રસભરી. ૨
સુશોભી ક્ષીરોદે, ધવલિત સદા જે હરિબળે;
વધારો તેમાં તો, સહજ કરી શોભા શુભ મળે. ૩
પડેલાનું આશ્રે, દુખ હરવું એ ધર્મ જ ધરી;
પ્રિયા આ ગોપીકા, ગઈ સુરપુરી છેક ન ડરી. ૪
જઈ જાચ્યા અંતે, સુરવર ઘણાને સુરપતી;
વસી ના દેવોમાં, મદદ કરવાની શુભમતી- ૫
બધા દેવોએ તો, મસલત સભામાં કરી નકી;
સધાએ ગોપીનો, અરથ ઝટ દીઠો ન જુગતી. ૬
કહ્યાં ધીરાશેથી, મૃદુ વચન શક્રે વિનયથી;
હવાલો બ્રહ્માનો, દઈ કરી વળાવી સ્વપુરથી. ૭
રબે ધારી તેના, રસિકજન મર્મો કળી શકયા
વદ્યાં વેણો ખાસાં, અરસિક રીતે તે બહુ બકયાં. ૮
નહી બારી ન્યાળી, નિજ દુખ હરે એમ ઝુરતી;
નિરાશે બૂડેલી, અહહ અબળા પ્રેમ સુરતી. ૯
ઓચારી પોકારી, હર હર કરી આરત છતી;
પડી પાયે ત્રાહે, અભયદ હરો દુઃખ દુરથી. ૧૦

પ્રસારી ઉદ્ધારી, સુઘડ કરથી આપીં સ્ફુરતી;
રસીલી સુશીલી, વ્રજપતિ મતિ લાગી સુરતી. ૧૧
અહો સ્વામી શંભો, રસિક રસ રાજી શિરમણી;
અહો આત્મારામી, સકલ ગુણ ધામી ધણીં રણી. ૧૨
ન આ ગોપી પેખું, તવ શુભ યશોની લહરીંઓ;
ઘડેલી મૂર્તિઓ, નવલ નવલી રૂપ ભરીઓ. ૧૩
ધસી ચાલી દેખું, મૃદુ મધુરશું ગાન કરશે;
હરીંને ક્ષીરોદે, પ્રિય રિઝવશે મોતી રમશે. ૧૪

## ૩૦—શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

બાંધો ચલ્લુ રહે નહી અળવળે, આ વિશ્વ રચનાતણો,
રાખી પાંપણુ મારવી જુગતથી, જોઈ શકે લોચનો;
એ સામર્થ્ય ન હંસવાહનતણું, ના ઇન્દ્રનું આપનું,
જાણું છું પણ ગાઉં આપ મહિમા, તે ભેદ સુણજો ભણું. ૧
ઓછી કે પછી શક્તિ હોય અધિકી, કીર્તિ નિસાનો નહી,
લોકે કીર્તિ ગવાય આ હૃદય જો, પલ્લે દયાથી સહી;
કાને સાંભળતાં જ આરત ધ્વની, જે દીલ ઉભરાય છે,
દે છે સ્હાય યથાગજુ જગત તો, તેનાં જશો ગાય છે. ૨
મોટા દેવ વિનાયકો બહુ હતા, બેસી રહ્યા આસને,
શાણા સૌ વ્યવહારમાં કુશળ તે, ઘોળી પીધી વાતને;
આપે તો ઝડપ્યું બીડુ દયનિધે, લીલા ન જાએ કહી,
ગોપી સાથ જવા સહાય કરવા, મોતી વખાણે રહી. ૩

## ૩૧–ભુજંગી છંદ.

પછી નારદે ગોપી સામે નિહાળી,
કૃપા દૃષ્ટિ સાધી બધી ભીડ ટાળી;
વદ્યાં વેણુ આ સુસ્વરે તો મજાનાં,
જડાઈ ગયાં દીલમાં ગોપીકાનાં. ૧
અહો ભાગ્ય કૈલાસ આવ્યો હું આજે,
દીઠી મેં લીલા ઇશ ગોપી સમાજે;
મળ્યો લાભ પ્રત્યક્ષ શંભુ પ્રસાદે,
પ્રિયા બાલિકા પ્રેમથી ભક્તિ સાધે. ૨
દયા મૂર્તિ રાજે તમારે જ કાજે,
દયા મૂર્તિથી પ્રેમની મૂર્તિ રાજે;
વીતી ઘોર રાત્રી મહા મોહકારી,
ગયો બાલિકા કાળ સંતાપકારી. ૩
હવાં તો થયો ભોર આનન્દકારી,
દયા સાગરા તો થયા સહાયકારી;
મહાદેવ છે સાથ ક્ષીરોદ બારી,
ઉઘાડી પડી જાણજે ગોપનારી. ૪
પડો પંથ પ્રેમે બતાવું પ્રકાર,
હૃદે ધારજે વાત આ વાર વાર;
તમે પામશો શીઘ્ર તે તીર સાર,
નકી ઉત્તરી મોતી સંસાર પાર. ૫

## ૩૨-(રાસ પંચાધ્યાયીનો રાગ).

ક્ષીર નીર તીર પામવું છે દોહ્યલું રે લોલ;
વસ્તુ ધારી મન રાખવું જ પ્રેમયલું રે લોલ. ૧
મન ચંચલ સ્વભાવ ઝાલ્યું ના રહે રે લોલ;
પાણી ધાર વાયુ ચાલ ચાલ્યું તે વહે રે લોલ. ૨
અવિદ્યા કહો અજ્ઞાન આવરણ ઘણે રે લોલ;
બાંધ્યું કર્મજાળ પાશમાંહિ મોહ ઘને રે લોલ. ૩
બન્યું કર્મો કરી મૂઢ જડસું જસું રે લોલ;
ક્ષીર પામવાને કહો તેનું શું ગજું રે લોલ. ૪
જુઓ કરીને વિચાર નારી સારના રે લોલ;
ત્રણ લોક માંહિ મન નર નારનાં રે લોલ. ૫
ઘણા ભોગવીને ભોગ વિષય પાંચના રે લોલ;
થયાં વાસના ભરેલ પડ્યાં આંચમા રે લોલ. ૬
ભુવર્ લોક ગામી થાય દેહ છૂટતાં રે લોલ;
વાસનાનુસાર પામે કામ યાતના રે લોલ. ૭
કામ ભાવનાનું જોર ચાલે જેટલું રે લોલ;
કામ લોકમાં પ્રયાણ જાણો તેટલું રે લોલ. ૮
હોય ઉગ્ર ભાવના તો કામ લોકમાં રે લોલ;
વીતી જાય વર્ષ સો હજાર શોકમાં રે લોલ. ૯
માણ માણ જ્યારે છુટી જાય વાસના રે લોલ;
વળી સાથ હોય કર્મ પુણ્ય પાસનાં રે લોલ. ૧૦

છુટી જાય ત્યાંથી પછી સ્વર્ગ લોકમાં રે લોલ;
રમે પુણ્ય અનુસાર દિવ્ય ભોગમાં રે લોલ. ૧૧
નિકર કામ લોક થકી એ ભૂતળ પડે રે લોલ;
ફરી અવતરે ને ફરી કર્મને ઘડે રે લોલ. ૧૨
ફરી વાસનાના બંધ તો બંધાય છે રે લોલ;
કામ લોક જાવા ફરી ગતિ થાય છે રે લોલ. ૧૩
જેની મતિ પશુ સમાન પશુ ભોગમાં રે લોલ;
ખરે ખરો વાસો અહીં કામલોકમાં રે લોલ. ૧૪
સ્વર્ગ જાય પણ ભાન તેનું ના મળે રે લોલ;
પોખવાને નિજ શરીર કર્મ આદરે રે લોલ. ૧૫
તેનો સ્વર્ગ કાળ જાય જાણે ઉંઘતો રે લોલ;
જુએ તે ન જુએ જાણે નીસા ધૂમતો રે લોલ. ૧૬
ત્રણ લોક ચારી જો કે શાસ્ત્ર ગાય છે રે લોલ;
બેઉ લોક પશુ જેવાથી પમાય છે રે લોલ. ૧૭
વળી આ વિચારો વાત નારી પાધરી રે લોલ;
એકાદિક હોય વાસના જો આકરી રે લોલ. ૧૮
ઘણી ઉગ્ર બધી વાસનાને દાબતી રે લોલ;
મુએ ભૂત થાય વાસનાના ભારથી રે લોલ. ૧૯
લટકેલ તે રહે છે ભુવર્ ભૂતળે રે લોલ;
નહી ભૂતળે કે ભુવર્લોકમાં ભળે રે લોલ. ૨૦

ઉગ્ર વાસના તો જેમ ક્ષીણુ થાય છે રે લોલ;
કામ લોક ભણી જીવ તે પળાય છે રે લોલ. ૨૧
પાપ પુંજ ઘણાં ઘોર કર્મ જે કરે રે લોલ;
નરક યાતના તે માનજો નકી ભરે રે લોલ. ૨૨
ઓથે દાબ્યો તેવી દુખ દારૂણી ભરી રે લોલ;
સુણી થશે ભક્ત બાલિકાને કમકમી રે લોલ. ૨૩
પાપ પુંજ ક્ષય થાય કાળને બળે રે લોલ;
રહે શેષમાં સંસ્કાર નરતનુ મળે રે લોલ. ૨૪
ક્ષીણુ સત્ત્વવાળું દૂબળું ને રોગીયું રે લોલ;
દુખી દરીદ્રી ને ઝાઝું અનજોગીયું રે લોલ. ૨૫
વાસિતવાસનાથી મંન કયમ જઈ શકે રે લોલ;
સ્વર્ગલોકમાં જ્યાં દેવ દેવતા વસે રે લોલ. ૨૬
હોય સ્વાર્થ વર્જ્ય કર્મ કંઈ પરાર્થના રે લોલ;
હોય વા પરાર્થ સ્વાર્થ ભાવના થકી રે લોલ. ૨૭
હોય શાસ્ત્ર જેને સુકૃત પુણ્ય તો કથે રે લોલ;
તેવાં કર્મને પ્રતાપ સ્વર્ગ તો મળે રે લોલ. ૨૮
દીર્ઘકાળ સ્થાયી સ્વર્ગ સુવિશાળ છે રે લોલ;
સપ્ત ખંડ વા પ્રદેશ સુરસાળ છે રે લોલ. ૨૯
દિવ્ય ભોગ ભર્યા ભાત ભાતના રે લોલ;
જેવો સુકૃતનો ઉઠાવ તેવી જાતના રે લોલ. ૩૦

ઉંચ ઉંચના પ્રદેશ ઉંચ ભાવથી રે લોલ;
કોઈ ભાગ્યશાળી પામે સત્ત્વભાવથી રે લોલ. ૩૧
ત્રણુ લોકમાં તો સ્વર્ગ શ્રેષ્ટ થાય છે રે લોલ;
મુવેલા તે સ્વર્ગવાસી ઉપમાય છે રે લોલ. ૩૨
કામલોક વાસી એમ કથતા નથી રે લોલ;
કારણુ વાસનાથી સર્વની છે ત્યાં ગતી રે લોલ. ૩૩
જો કે સ્વર્ગ છે પ્રદેશ પુણ્ય ભાગનો રે લોલ;
દીર્ઘકાળ સ્થાયી તદપિ નાઅમાપનો રે લોલ. ૩૪
ક્ષીણુ પુણ્ય થયે ભૂતળે તે નર પડે રે લોલ;
ગીતા માંહિ એવાં વેણુ શ્રીમુખે વદે રે લોલ. ૩૫
પડે સ્વર્ગથી શ્રીમંત જો કે થાય છે રે લોલ;
મળે વૈભવો ને કીર્તિ તો ગવાય છે રે લોલ. ૩૬
ભોગો ભોગવે વિલાસ ભાત ભાતના રે લોલ;
પણુ છુટી નહી જાય ભોગ વાસના રે લોલ. ૩૭
તમે માનશો ન આલી સ્વર્ગ લોકનું રે લોલ;
ધામ નિત્યનું તમામ કે વિશોકનું રે લોલ. ૩૮
મહર્ લોક આદિ લોક સુપ્રસિદ્ધ છે રે લોલ;
વસે સાધુ સંત યતિ વસે સિદ્ધ છે રે લોલ. ૩૯
જેણે છોડી દીધા ભોગ સ્વાર્થ ટેકથી રે લોલ;
ગ્રહ્યો પંથ પરમાર્થનો વિવેકથી રે લોલ. ૪૦

આરંભેથી બ્રહ્મચારી મહર્ પામતા રે લોલ;
ગૃહમેધી જ્યારે સ્વર્ગથી વિરામતા રે લોલ. ૪૧
એક પ્રેય એક શ્રેય માર્ગ સ્વીકર્યો રે લોલ;
એક ઉદ્ધર્યો ને એકથી પાછો પડ્યો રે લોલ. ૪૨
મહર્ લોકમાં ન શોક કે મૃત્યુ નથી રે લોલ;
નહી છે જરા કે આપદા કે આરતી રે લોલ. ૪૩
દયા દુઃખ માત્ર પામરો કે આથડે રે લોલ;
ચઢે સ્વર્ગ અરે પડે ચક્રમાં ફરે રે લોલ. ૪૪
એવાં સત્યલોક સુધી જુઓ ધામ છે રે લોલ;
ગતરજસ્ક મુનીઓનો જ્યાં વિશ્રામ છે રે લોલ. ૪૫
યોગીરાય યતી તીવ્ર સંવેગીઆ રે લોલ;
વિરલ પામી સ્હેજ જાય મંન ટેકીઆ રે લોલ. ૪૬
વિષ્ણુદૂત બની વહે જગત ભારને રે લોલ;
દર્શ કે અદર્શ સાધે કારભારને રે લોલ. ૪૭
મહર્ લોકથકી ધીર ઊર્ધ્વ મ્હાલતા રે લોલ;
ક્રમ મુક્તિ પામે અજ સહ વિરામતા રે લોલ. ૪૮
સપ્તલોક એ છે સાત્ત્વિકોને ભાવતા રે લોલ;
ત્રણ અવસ્થાની બહાર નથી આવતા રે લોલ. ૪૯
ત્રય તે અતીત તેથી તો ઘણું પરે રે લોલ;
સપ્ત લોકથકી બહાર ક્ષીરનીર છે રે લોલ. ૫૦

વિચારું હું જ્યારે સપ્તલોક માર્ગને રે લોલ;
પામે સ્વર્ગ પુણ્યશાળી હોય ભાગ્યમાં રે લોલ. ૫૧
તેના ઉંચ ઉંચ નાના દિવ્ય ભોગને રે લોલ;
મળે માણુમાણુ નક્કી નર કોકને રે લોલ. ૫૨
પર તેથી છે અધિક મહર્ રાજતું રે લોલ;
પામર જીવ થકી પામવાનું ના ગજું રે લોલ. ૫૩
ત્યારે ક્ષીર કેરી વાત મુકું કોરમાં રે લોલ;
મતિ મારી તો હઠી છે ઠોર ઠોરમાં રે લોલ. ૫૪
એ તો સત્ત્વહીણુ જીવથી નહિ બને રે લોલ;
ભર્યું વાસનાનું ભથ્થુ મથીને મને રે લોલ. ૫૫
અહો ભક્તના સમાજ માંહિ રાજતી રે લોલ;
જુઓ શક્તિ ભારી વાસનાની જાગતી રે લોલ. ૫૬
જુઓ ભોગ ભોગવાવતી ફસાવતી રે લોલ;
સુખ સારુ લલચાવી દુખ લાવતી રે લોલ. ૫૭
કહ્યો વાતનો મેં સાર બતાવી ગતી રે લોલ;
સાધારણુ ઠરી નરનારની ભોગે રતી રે લોલ. ૫૮
તેવી મતિ બધાં પિંડધારીમાં વસે રે લોલ;
સર્વમાં સમાન રીતવાળી તે દિસે રે લોલ. ૫૯
જેથી ઘોર કર્મ કરી નરક સંચરે રે લોલ;
જેથી દેહ પોખી ભોગી ભુવર્ આથડે રે લોલ. ૬૦

જન સહસ્રમાંથી સ્વર્ગ કોકને જડે રે લોલ;
લક્ષમાંથી મહર્ કોકને તો સાંપડે રે લોલ. ૬૧
માટે વાતને બધીને મેં કરી પરી રે લોલ;
વ્રજનારી ધેનચારી ને રસેભરી રે લોલ. ૬૨
મેં તો આ ગ્રહ્યો છે સાર અંશ શોધતાં રે લોલ;
મળ્યો ગોપિકાને સહજ ગોકુલ રોળતાં રે લોલ. ૬૩
જ્યારે ઇશદયા ગોચર જીવ થાય છે રે લોલ;
ત્યારે સંગ સાધુ તણો પ્રિય થાય છે રે લોલ. ૬૪
હરિદાસ સેવી હરિ ગુણ ગાય છે રે લોલ;
ત્યારે ઈશ્વરતા કાંઇક તો કળાય છે રે લોલ. ૬૫
ભયે પ્રીત એમ મંન તો લપટાય છે રે લોલ;
ગુરુ કૃપા દષ્ટિ ભણી તે ખેંચાય છે રે લોલ. ૬૬
અનુસાર ઘણાં જન્મતણાં કર્મને રે લોલ;
ફળે ના ફળે ને ગુરુ હરિ મર્મને રે લોલ. ૬૭
આપે જંત્ર તંત્ર વળી જોગ સાધના રે લોલ;
આપે મંત્ર ઇષ્ટ દેવની ઉપાસના રે લોલ. ૬૮
હોય પૂર્વકેરાં પુણ્ય ઘણાં જાગતાં રે લોલ;
હરિ સેવ હરિ મંત્ર ભીડ ભાંગતાં રે લોલ. ૬૯
ગુરુ દેવ દીએ ઇશકૃપા પાત્રને રે લોલ;
હરિ સેવમાં મચ્યો સ્યાવે ગાત્રને રે લોલ. ૭૦

તંન મંન સેવા મંન પળોટાય છે રે લોલ;
છોડી આળસ પ્રમાદ તેમાં ધાય છે રે લોલ. ૭૧
હરિ શરણ સાધવાને ઉદ્યમાય છે રે લોલ;
હરિસેવ મંનનો સ્વભાવ થાય છે રે લોલ. ૭૨
સહજ જાય ખરી તામસીને રજ અણુ રે લોલ;
મંન શોધવાય વાધે જોર સત્ત્વનું રે લોલ. ૭૩
જેમ પાત્ર ચહડ્યો કાટ થયું શામળું રે લોલ;
નિત્ય નેમથી ઘસાય બને ઉજળું રે લોલ. ૭૪
બાકી વાસના વધારી ભોગ ભોગવી રે લોલ;
મંન સત્ત્વહીણુ દૂબળું ને રોગવી રે લોલ. ૭૫
બધા જીવનું સરી ગયું સંસારમાં રે લોલ;
તેમાંથી ન છૂટવાની બારી સારની રે લોલ. ૭૬
કહો કેમ સાધે કપરી યોગ સાધના રે લોલ;
તપો આકરાં ને આકરી આરાધના રે લોલ. ૭૭
જે છે સાધ્ય માત્ર સત્ત્વબળ પ્રતાપથી રે લોલ;
માટે જોઇને વિચારી જીવની ગતી રે લોલ. ૭૮
બધાં શાસ્ત્ર એમ છે વદે મથી મથી રે લોલ;
મન શુદ્ધ થાય ભક્તિ ભાવના થકી રે લોલ. ૭૯
માટે સ્મરણુ સેવ કૃષ્ણુ શરણે મતિ રે લોલ;
મોતી ઉતરવું છે સહેલ ભવ પારથી રે લોલ. ૮૦

## ૩૩–ત્રોટક વૃત્ત.

મન શુદ્ધ થયે બળ સત્ત્વ મળે,
દુધ છે પછીં સાકર આવીં ભળે;
અણુ તામસીં રાજસી જેમ ખરે,
અણુ સાત્ત્વિક તો મનમાંહિ ઠરે. ૧
મન નિર્મલ સત્ત્વ ભરે ઉભરે,
હરિ ભાવ થકી હરિ જેમ ચ્હડે;
હરિ સાનિધતા હરિ સાદશતા,
હરિ રૂપ મળે મન શુદ્ધ થતાં. ૨
ત્રણુ લોક પગે હડસેલી ચ્હડે,
સુર કોઈ ખમી ન શકે નજરે;
કંઈ વિઘ્ન કરે કંઈ આડ કરે,
હરિ ભક્ત ન તેથી જરાય ડરે. ૩
હરિ રંગ ઝમ્યો હરિ સંગ રમ્યો,
પરવા કશીં દેવ નમ્યો ન નમ્યો;
શુક શાસ્ત્ર વદે હરિ જંન વશે,
હરિ ભક્ત પરાયણુ તો વરતે. ૪
નહિ ઉદ્ધવ રોકીં મુને શકતા,
તપ સાંખ્ય વ્રતો હઠ કર્મકથા;
સહુ સાધન સાજ સમાજ ઠરી,
સહુ શીશમણી હરિ ભક્તિ પરી. ૫

નવધા કહી ભક્તિ વિચાર કરી,
પ્રિય છે ખરી પ્રેમની ભક્તિ હરી;
નવ ભક્તિ ફળી દશમી જ મળે,
હરિરૂપ મળે હરિ માંહિ ગળે. ૬
ખરી પ્રેમની ભક્તિતણી સુરતી,
વ્રજનારી તમે, હરિમાં સુરતી;
અધિકારી લહી સુપ્રસન્ન થઈ,
ઉપદેશ ઉપાય બતાવું દઈ. ૭
શુભ કાનથી ક્ષેમ થશે સુણજો,
હૃદયે શુભ ભાવ ખડો કરજો;
નિધિ ક્ષીરતણે તીર પોંચી જશો,
હરિ મોતી તણા પ્રિયને મળશો. ૮

### ૩૪ મોતિદામ.

કરી સુવિવેક બતાવી પ્રદેશ,
લગાવી દીધું મન ગોપીનું છેક;
જગાડી સુબુદ્ધિ દઢાવી સુટેક,
જણાવી ઉપાય દીધો ઉપદેશ, ૧
પછી મુનિએ ધર્યું છે શુભ ધ્યાન,
હરી ગુણગાન તણું કર્યું તાન;
હતી વ્રજનારતણી શુભ બુદ્ધ,
રમાપતિમાં સુમતિ રતિ શુદ્ધ. ૨

હરીજનનો સુણ્યો તે ઉપદેશ,
દશા થઈ ઉન્મની છેક સહેજ;
ઉભી નિધિ ક્ષીર તણે તીર ક્ષેમ,
કળાયું ન નારથી કે બન્યું કેમ. ૩
દીઠા શિવ ત્યાં વળી શ્રીમુનિરાય,
થઈ રસવૃદ્ધિ કહી નહિ જાય;
વહી શમતા ધુનિ ત્યાં ભરપૂર,
વધ્યો લય કે કંઈ લ્હેરનું પૂર. ૪
કળાઈ ગયો નહિ તે મજકૂર,
ભર્યું ઉભર્યું અબલા ઉરપૂર;
હર્યું મન કે શું થઈ રળીઆત,
ઠર્યું મન ગાત્ર થઈ કુશળાત. ૫
ભુલી ગઈ ભાન બધી સુધસાન,
મચ્યું અબલા ઉર આ શુભ ગાન;
દયા કરશે સુણશે હરિ રાવ,
કરે સ્તુતિ મોર્તો ધરી દઢ ભાવ. ૬

## ૩૫–ગોપીની સ્તુતિ–રાગ પ્રભાતીઆનો.

જયતું જય દેવ તું અખિલ બ્રહ્માંડના, દેવશિર
દેવ દેવાધિ દેવા;
ગોપતિ સ્વીકરો ગોપ ગોકુલપતિ, ગોપીજન વલ્લભા
ગોપીસેવા. ૧

ચાર દશ ભુવનના સ્વામી પરમાણીઆ, લોક સચ-
રાચરો તારું સાધે;
કાર્ય કંઈ કોટીનું જુજવું જુજવું, બલિવહી ઈશ
તુંજને જ આપે. ૨

જાગતો જોધ છે ધાક તારો સદા, કાલ વિકરાળ તે
તુંથી કંપે;
સૂર્ય નિત્યે તપે વાયુ તો વાય છે, લોક સૌ તુંથી
તુંમાં જ ઝંપે. ૩

પૂર્ણ તું જ ધામ છે પુરુષ પુરાતના, સચ્ચિદાનંદ
શ્રીક્ષીર વાસી;
પૂર્ણ કામી તને પ્રણમું ભાવે કરી, તુંથી માયા ઉભી
દૂર દાસી. ૪

સાધુને તારવા દુષ્ટ સંહારવા, ધર્મને ધારવા દેહ ધારો;
ફરી ફરી અવતરી રસિક લીલા કરો, દૈવીજન ગાય
ભવપાર તારો. ૫

આશરો યદુપતિ છે તું વ્રજનારીનો, વેણુ વાઇ અને
ધેન ચારી;
કાન્ત કમલાપતિ શ્યામ સુંદર હરી, મોતી આર્ત્તિ
હરો આ અમારી. ૬

## ૩૬–નારદની સ્તુતિ–આરતીનો રાગ.

જય દેવાધિ દેવા, સર્વેશ્વર સ્વામી–હરિ સર્વેશ્વર
સ્વામી૦
પુરાણ શ્રી પુરુષોતમ, જય આત્મારામી૦ જય
જયતુ દેવા. ૧
જલચર નભચર થલચર, ઋષિ અજ ત્રિપુરારી–હરી૦
દેવ દાનવ પશુ પંખી, તું છે નરનારી૦ જય
જયતુ દેવા. ૨
આ બ્રહ્માંડ જ તારો, છે પ્રાદુર્ભાવા૦ હરી૦
કનક કુંડળની પેઠે, અવિકૃત પરિણામા૦ જય
જયતુ દેવા. ૩
આદિમાં પણ તું છે, અંતે તું સ્વામી–હરી૦
મધ્યેમાં પણ તું છે, શેષ પૂર્ણ ધામી૦ જય
જયતુ દેવા. ૪
નામરૂપ એ ભેદે, થકી ક્રીડે દેવા–હરી તું ક્રીડે દેવા૦
આ રચના તેં કીધી, વિધ વિધ રસ લેવા૦ જય
જયતુ દેવા. ૫
આપ્તકામી તું ઉદાસી, તું જ દાસી માયા૦ હરી૦
કર જોડી રહે દૂરે, નારાયણ રાયા૦ જય જયતુ દેવા. ૬
દિવ્ય રસાળી લીલા, ભગવદી મન હારી૦ હરી૦
નારદ શારદ કોડે, દે મોતી વારી૦ જય જયતુ દેવા. ૭

## ૩૭-શિવની સ્તુતિ રાગ પ્રભાતીઆનો

જયતુ જગવર્ધના જયતુ જગનંદના, જયતુ જગવન્દ્ય
આનંદકારી;
સ્વામી સર્વોપરી એક તું શ્રીહરી, સાક્ષી તું શુદ્ધ
ને નિર્વિકારી. ૧

તું જ સમો ઈશ તો અન્ય નહિ દીસતો, અધિક
તો કહો પછી ક્યાંથી લાવે;
કોટિ બ્રહ્માંડ શિર છત્રમાં તું હરી, રાજ મહારાજ
અધિરાજ કહાવે. ૨

યોગ બળથી કરી ઉંચ ઉંચી દશા, સાધકો પામતા
ભાવવંતા;
પણ નહિ તું બને દશ્ય દષ્ટા હરી, અન્ત નાવે ફરી
છો અનંતા. ૩

તારી પાસે વસે જ્ઞાની જોગી મુની, રાજતા રહે
હરી તુજ પ્રતાપે;
પાર તુંજ ના કળે અંત નહિ સાંપડે, તુંથી પર
તર નહિ દષ્ટિ આવે. ૪

દીપ સમીપ જેમ જાય જે જીવ તે, દીપની
શીખથી તે વિરાજે;
દીપની જ્યોતિ જે ઝગઝગે ચોદિશે, રહાઈ પકડાઈ
ના જાય હાથે. ૫

તું સ્વતઃ સિદ્ધને અન્ય સહુ સાધકો, એ ખીલી તો
ન જાએ હલાવી;
સ્વાશ્રયી તું ખરો જગતનો આશરો, આંતરો એ
ન જાએ કુદાવી. ૬
તું ગુરુ જગતનો લોક સહુ સેવકો, કર્મ કરીને હરી
ચરણ અરપે;
આ પ્રજા તારી મહારાજ શ્રીમન્ત તું, રાંક તુંજ
હાકથી તરત કરપે. ૭
અસુર સંહારીને આર્ત્તિ સુરની હરી, સમય સર દેવનો
હાથ સ્હાઈ;
સત્ત્વવૃદ્ધિ સમે તામસીને દમે, વિષમતા તે ન તારી
ગણાઇ. ૮
સમય અનુકૂલ મહારાજ માનો યદા, આપદા ટાળજો
સત્વરાથી;
ગોપીજનની મતિ શ્રીપતિમાં વસી, યદુપતિ પ્રતિ કરે
મોતી વિનતી. ૯

## ૩૮–રાસ પંચાધ્યાયીનો રાગ

સુણી ગોપી કેરી આરતી ને વિનતી રે લોલ;
સુણી શંકર ને ઋષિ કેરી તો સ્તુતિ રે લોલ. ૧
ઘણા છે થયા પ્રસન્ન તેથી શ્રીહરી રે લોલ;
ક્ષીરવાસીની પ્રસાદ ધાર ઉભરી રે લોલ. ૨

ગિરા છે ઉઠી ગગંનમાંથી પ્રેરીને રે લોલ;
જાણે વર્ષી રહ્યો મેઘ કરી હેલીને રે લોલ. ૩
જાણે વાઈ રહ્યો વાયુ અતિ કોમલો રે લોલ;
સુરભીને સુખકારી જાણે સામટો રે લોલ. ૪
જાણે ચંદનનો લેપ શરીરે ભરી રે લોલ;
કર્યો ચાલી રહી તેથી ઠંડી શું ઝરી રે લોલ. ૫
જાણે ઉગ્યો નવો ભાણુ શું આકાશમાં રે લોલ;
જાણે જોયું નવું રૂપ ઠર્યું આંખમાં રે લોલ. ૬
જાણે મેઘનાદ રહ્યો ઉપર ઘૂમતો રે લોલ;
પુષ્પ વૃષ્ટિમાં શું ભ્રમર નાદ ગુંજતો રે લોલ. ૭
કહ્યું વિસ્તરીને મેં તો આટ આટલું રે લોલ;
ગિરા ગગનમાંથી ઉઠ્યું એક સામટું રે લોલ. ૮
અહો ઇશ રંક શીષ રહો રાજતા રે લોલ;
અહો ધન્ય મુનીરાય મુને ભાવતા રે લોલ. ૯
મારું મંન તમે શાસ્ત્ર એમ તો વદે રે લોલ;
જુઓ વાત એ તો સત્ય ફરી છે ઠરે રે લોલ. ૧૦
પ્રિયા ગોપિકાની ધારજોની વાતને રે લોલ;
નિયમ સૂત્ર જગત કેરો સુવિખ્યાત છે રે લોલ. ૧૧
આ પ્રપંચ છે રચેલ દ્વન્દ્વ જોરથી રે લોલ;
વહ્યું જાય જગત તેહમાં ને તે થકી રે લોલ. ૧૨

પર અપર મળી જોડ એક થાય છે રે લોલ;
પરાત્પર અલગ તે થકી કહેવાય છે રે લોલ. ૧૩
પર તો કરે વ્યાપાર સૂક્ષ્મ ભાતનો રે લોલ;
અપરનો તો છે વ્યાપાર સ્થૂલ જાતનો રે લોલ. ૧૪
એકનો કળાય માણુ માણુ યુક્તિએ રે લોલ;
બીજો તો કળાય સ્હેલ વિના યુક્તિએ રે લોલ. ૧૫
માટે દ્વન્દ્વમાંની બેઉ વસ્તુ ઓળખી રે લોલ;
પર એક અપર એક એમ તો કથી રે લોલ. ૧૬
જડ ચેતનની, પ્રકૃતિ પુરુષની રે લોલ;
નર નારાયણુ કેરી જોડ છે બની રે લોલ. ૧૭
જીવ શિવ ઈશ વિશ્વનો વિવેક છે રે લોલ;
આવિર્ભાવ તિરોભાવ જોડ એક છે રે લોલ. ૧૮
અસ્ત ઉદય જોડ યોગ ને વિયોગની રે લોલ;
જન્મ મૃત્યુ સુખદુઃખ પુણ્ય પાપની રે લોલ. ૧૯
એક થકી બીજી જાય છે કળાઇને રે લોલ;
એક વસ્તુ રહી જાણો અવર સ્હાઇને રે લોલ. ૨૦
એક નાશ કરે બીજી રહી ના શકે રે લોલ;
વિદ્યમાન હોય બેઉ એક તો ટકે રે લોલ. ૨૧
એક નષ્ટ થયે બીજી વસ્તુ ભાન રે લોલ;
છેક જાય છે ભુલાઈ સુધ સાનને રે લોલ. ૨૨

જેમ યોગ કે વિયોગ જે અત્યંતનો રે લોલ;
યોગ કે વિયોગ તે નથી નિતાંતનો રે લોલ. ૨૩
બહુ ઋણી તે ન ઋણી લોકમાં કહ્યો રે લોલ;
બહુ દુખીઓ ન દુખી લોકમાં ગણ્યો રે લોલ. ૨૪
છેક છેક જે વધે થઈ પુરવ મુખી રે લોલ;
તેમ તેમ દિશા પશ્ચિમા અભિમુખી રે લોલ. ૨૫
નંદલાલ છેક નિરખવાને ઝંખવા રે લોલ;
તમે બાલિકા મથો છો પાંપણ મારવા રે લોલ. ૨૬
પણ પાંપણનો છે પ્રતાપ ધારજો રે લોલ;
પાડ પાંપણનો ગોપિકાઓ માનજો રે લોલ. ૨૭
સ્થૂલ નેત્રનો વ્યાપાર તે કળી શકો રે લોલ;
સૂક્ષ્મ પાંપણનો તે ન તો ગ્રહી શકો રે લોલ. ૨૮
એ થકી જ થાય ઝાંખી ઘનશ્યામની રે લોલ;
નેત્ર એકલાની સહાય છે નકામની રે લોલ. ૨૯
નેત્ર એકલાથી દર્શન જો પામશો રે લોલ;
ત્યારે દર્શનનું ભાન છેક વામશો રે લોલ. ૩૦
છતી ઝાંખીએ તો ઝાંખી રે થશે નહી રે લોલ;
બની પાંપણોથી ઝાંખીની વકી સહી રે લોલ. ૩૧
છેક ભાન તે ન ભાન ઓળખાય છે રે લોલ;
છેક યોગ તે ન યોગ કહ્યો જાય છે રે લોલ. ૩૨

જ્યારે પાંપણો હણાવી લોચને કરી રે લોલ;
તમે નિરખશો નિરન્તરેથી શ્રી હરી રે લોલ. ૩૩
ત્યારે દર્શનનું ભાન તો નહી થશે રે લોલ;
યદુરાય રૂપ ગોપીઓ થઈ જશે રે લોલ. ૩૪
તમે તો ચહો ન મુક્તિ વ્રજવાસિની રે લોલ;
તમે માંગી પ્રેમભક્તિ સુખ રાશીની રે લોલ. ૩૫
તે તો દર્શન વિના ન જાયે બની રે લોલ;
વિના પાંપણે ન વકી દરશનની રે લોલ. ૩૬
માનો પાંપણનો પાડ પ્રેમ પોખણી રે લોલ;
ધરો શિર મોતી ગોપી પ્રેમ તોખણી રે લોલ. ૩૭

### ૩૯—નારાચ છંદ.

ગિરા ગગંનથી ઉડી શમાઈ એમ તો ગઈ;
ન જાણી ક્યાંથી આવીને શમાઈ ક્યાંથી ક્યાં ગઈ. ૧
જુઓની વીજળી પ્રભા ઝબૂકી મેઘ મંડળે;
ઉડી ગઈ કહાંથી આવી તે ન કોઈ તો કળે. ૨
પ્રસંન શ્રીહરીતણાં સુવેણથી સુનાદથી;
સુરીત ચાતુરાઇથી વિવેકના સુસાજથી. ૩
પ્રસાદથી પ્રસન્ન મંન ગોપિકા તણાં થયાં;
ધરાઇને રીઝાઇને પ્રશાન્ત શીઘ્ર તો બન્યાં. ૪
અષાઢી જેમ વાદળાં ઝઝૂમી વ્યોમમાં રહ્યાં;
સુવર્ષીને સુસ્વચ્છ વ્યોમ તો બનાવીને ગયાં. ૫

હતાંજ પ્રાવૃષી સમે જે અંબુ દોહવાયલાં;
બન્યાંજ શારદી સમે સુસ્વચ્છ શાન્ત ને ઠર્યાં. ૬
હરી દયા પ્રસાદથી દુરાગરો ગયો ટળી;
સુમગ્ન ગોપીઓ થઈ સુઝંપ મોતીને મળી. ૭

## ૪૦-દોહરો.

પ્રસંનતાની લ્હેરમાં નીકળી વાણી સાર;
નારાયણને ફરી નમી સ્તવે મોતીને નાર. ૧

## ૪૧-પૃથવી છંદ.

નમામિ પુરૂષોત્તમા, રસિક રાજ ચૂડામણી,
વિવેકી કમલાપતી, સુરતનાથ શોભા બની;
વિનાયક ધણી રણી, કમલનેણ સોહામણા,
કૃતારથ અમે બની, શરણ ઝાલીં નારાયણા. ૧
પ્રપંચ રચી વિસ્તરી, નટ ભજાવીં ભારે લીલા,
કળાઈ ગઈ તે નથી, સુર નિપુણ મોહ્યા ભલા;
અમે વ્રજતણી હરી, વગર મૂળની કિંકરી,
રમ્યાં શરદ પૂર્ણિમા, રમણ રાસ લીલા કરી. ૨
અમારી નજરે નથી, જરીક રાબડી આવતી,
બોડી ચરવી આપની, રસ ભરી દીધી ભાવથી;
અમારી મરજી નથી, વિવિધ મુક્તિ લેવા જરી,
કૃપા કરી દયાનિધે, દરશ રમ્ય દેજો ફરી. ૩

અમે સમજી ના શક્યાં, દરશ પાંપણે થાય છે,
અમારી પર પક્ષ્મનો, જરૂર પાડ વ્હેવાય છે;
અમારૂં ગજુ તો નથી, નિકર ભાગ દેતે ખરો,
રમાપતિ નીહાળતાં, સુખ અપારમાંથી ભલો. ૪
અમો પડીછું આશરે, જરૂર તાહરે માનજે,
અમારી કંઈ લાજને, ભગિનિ તું ભલી રાખજે;
હવે નયન દે મુકી, હઠ જરા નથી કામની,
તમો ઉભયથી છમી, નિરખો મોતી શ્રી સ્યામની. ૫

## ૪૨–શિખરિણી વૃત્ત.

બતાવી એ પેરે, દરશ મરજાદા જુગતથી,
વિવેકે ગોપીને, સમજણ દીધી ધીરજ થકી;
પડી પન્થે દૂરે, ગિર ગગન જાણે શ્રવણના,
શમી ક્યાંના જાણી, તદપિ હરખી ગોપી મનમાં. ૧
રણે માર્યાં યોદ્ધા, જય વિજયનો ઘોષ વરત્યો,
વગાડ્યો ડંકો કે, અભિદ વસમો છે ગઢ જીત્યો;
પડ્યા પોબારા કે, અતિશ કપરો દાવ સુધર્યો,
કૃતાર્થી નિઃશેષે, ઝટ થઈ ગઈ લાભ જ મળ્યો. ૨
ધર્યું વારે વારે શિવ પદ સમીપે સ્વ શિરને,
નમી વારે વારે, હરિજન મુની યોગિવરને;
પછી આજ્ઞા માંગી, ગિરિવર સુતાની ઘણું નમી,
ઉમા શંભો સ્વામી, જય જય હજો નારદ મુની. ૩

વળી કૈલાસેથી, વ્રજયુવતી વાટે વ્રજતણે,
ફુલ્યું ફાલ્યું દીસે, કમલ મુખ આનન્દિત મને;
સખી સંગે રીઝી, પરસપર કેલી કરી રહી,
હસી તાળી દેતી, હળીમળી કલિ શું ખોલી રહી. ૪
મુકી દીધી નેત્રે, વ્યરથ હઠને ધીરજ ધરી,
ગયા પક્ષ્મો માની, યુવતિ જનનો આદર કરી;
મનાવ્યાં ગોપીએ, સમય કરવાવ્યો ઉભયનો,
ફરી મૈત્રી બાઝી, કુશળ રળીઆતો દિન બન્યો. ૫
પછી જ્યારે જ્યારે, નટવર પધારે ઘર ભણી,
મળી ટોળે ગોપી, હરખી નિરખે છે નરમણી;
જુએ ફાડી નેત્રો, યદુપતિ રસીલા ફરી ફરી,
ઘણા હર્ષે પક્ષ્મો, મિટિ મિટિ મિચાયે વળી વળી. ૬
નહી તે પક્ષ્મોનો, નયન મનથી દોષ જ ગણે,
નહી પક્ષ્મો સાચે, નયન પજવાવે મિટ મિટે;
કહે ગોપી આલી, ભગિની મિટજે તું ફરી ભલાં,
મિટે તું તો મોતી, યદુપતિ નિહાળે જ અબલા. ૭

## ૪૩–માલિની વૃત.

હરિ દયનિધ કેરી, છે દયા તો ઢળેલી,
નિજ જન પર વર્ષે, છે સદાનંદ હેલી;
ગિર ગગન જમાવે, માધુરી વેણુ વાયે,
દરશ વિધ વિવેકે, વેણુ પીયૂષ પાયે. ૧

હરિજન ઉપદેશે, મંનનો મેલ વામે,
હરિજન ઉપદેશે, ભાવના ભાવ જામે;
હરિજન ઉપદેશે, ક્ષીરને તીર આવે,
હરિજન ઉપદેશે, ઈશ લગ્ની લગાવે. ૨
જવ હરિ ગગનેથી, વાણી સુણવે દયાથી,
તવ ઉદય વિવેકે, થાય શાન્તિ મયાથી;
હઠ સહજ ગળે છે, ભાવ કૃષ્ણે ધરે છે,
હરિ જન સહુ મોતી, એમ નિર્ભે ફરે છે. ૩

## ૪૪–ભુજંગી છંદ.

પડે રાત્રિ ને તે પછીથી સવાર,
ફરીથી ફરીને પડે વાર વાર;
ગઈ ક્યાંથી ને આવો મોતી ન જાણે,
મનઃ કલ્પના લ્હેરી એવી પ્રમાણે. ૧

## ૪૫–દોહરો.

પાંપણ લોચનનો લખ્યો, રસિક ઝગડો નામ;
થવા રસના પાવન સ્મરો, મોતી સુંદર શ્યામ. ૧



## શ્રી કૃષ્ણાય નમઃ

## ભક્તિ વગેરેની છુટાં ગરબીઓ-પદો વગેરે

### ૧-ધન્ય જેને વદન કમલ જોયું-એ રાગ.

એકવાર ગોકુલ આવજો રે-કહાના એકવાર ગોકુલ આવજો
ગોપીઓને લાડ લડાવજો રે-કહાના એકવાર ગોકુલ આ૦ ૧

તમ કાજ લાલ અમે સર્વસ્વ છોડયું;
તરછોડો આમ નથી લાજતા જો-કહાના૦ ૨

દિનદિન પલપલ વાટ જોઈ વહાલા;
થાકી ગઈ અમારી તો આંખડી જો-કહાના૦ ૩

વૃન્દાવનમાં રાસ રમાડ્યો;
તે શું આ દુઃખ જોવા દોહ્યલા જો-કહાના૦ ૪

વગર મૂલની દાસીઓ તમારી;
નોધારીઓને ઉધારજો રે-કહાના૦ ૫

ગ્રીષ્મથી વેલીઓ દુબલી તપેલી;
પીયૂષથી વરસાવજો રે-કહાના૦ ૬

ચતુર શિરોમણી સાનમાં સમજો;
આંખથી આંખ મીલાવજો રે-કહાના૦ ૭

મોતીલાલ જો ગોકુલ આવે તો;
મોતીને લાલથી વધાવજો રે-કહાના૦ ૮

## ૨-(શ્યામ રંગ સમીપે ન જાવું-મારે આજ થકી-એ રાગ).

પીળી વસ્તુ જોઈ હરખાવું રે-હું તો૦
પીળી વસ્તુ જોઈ હરખાવું. ટેક. ૧
બરાસ નંખાવું ને કેસર ઘસાવું;
ચંદનનો લેપ કરાવું રે-હું તો૦ ૨
કેસુડાંના રંગમાં વસ્ત્રો રંગાવું;
હેમનાં ઘરેણાં ઘડાવું રે-હું તો૦ ૩
દાળભાત શાકમાં હલદર નંખાવું;
રાઇતામાં રાઈ ચહડાવું રે-હું તો૦ ૪
કેરીનો રસ બીરંજ મન લાવું;
ચંપાની વેણી ગુંથાવું રે-હું તો૦ ૫
ગળગોટાનાં તોરણો બંધાવું;
દીવાળીના દીવા કરાવું રે-હું તો૦ ૬
પીતાંબર પ્રીતમને પહેરાવું:
પાઘ ખેસ પીળા ધરાવું રે-હું તો૦ ૭
મોતીના લાલની આરતી ઉતારું;
હેમનાં ફૂલોથી વધાવું રે-હું તો૦ ૮

## ૩-(રાગ ઉપર પ્રમાણેનો.)

શ્યામ રંગે રહ્યું ચિત્ત પ્રોઈ રે-મારું શ્યામ રંગે. ટેક૦ ૧
શ્યામ સુંદરનો શ્યામ રંગ ભાળી;
મેઘ ને ગગન જોઈ મોહી રે-મારું શ્યામ રંગે૦ ૨

મેના કોકિલાને પાંજરે પાળું;
કૃષ્ણ કૃષ્ણ શીખવું સાર દોહી રે—મારું શ્યામ રંગે૦ ૩
ચારો નાંખું પાણી પાવું મોર સહુ ગલક કરે;
રહ્યું મારું આંગણું છે સોહી રે—મારું શ્યામ રંગે૦ ૪
મોતીના લાલને ઘેર પધરાવું;
નિત્ય સેવું ચરણ કમલ ધોઈ રે—મારું શ્યામ રંગે૦ ૫

## ૪–(રાગ ઉપર પ્રમાણેનો.)

કહાનને ખવાડીને ખાવુંરે—હું તો કહાનને ખવાડીને ખાવું. ટેક.૧
નયન વાટે કહાન મારા હૃદયમાં આવે;
જાણે ઉંબરો વટાવી ઘેર લાવું રે—હું તો કહાનને૦ ૨
ભાવતાં ભોજનો થાલમાં ધરાવું;
જાણે સાદ કરી કહાનને બોલાવું રે—હું તો કહાનને૦ ૩
કંઈ કંઈ કહેતાં કહાન, હસી હસી આવે;
એને કટિ પીત વસ્ત્ર વારી જાવું રે—હું કહાનને૦ ૪
એક એક ગ્રાસ મારા મ્હોંમાં મુકું ને;
કહાન ચાવે ભાન ભુલી જાઉં રે—હું તો કહાનને૦ ૫
મોતીનો લાલ એની, હાંસી નીસી જમી રહે;
એને સારુ જલ પીવું પાન ખાવું રે—હું તો કહાનને૦ ૬

## ૫–(રાગ ઉપર પ્રમાણેનો.)

કહાન આગળ થૈ થૈ નાચું રે—હું તો કહાન આગળ
થૈ થૈ નાચું૦ ટેક ૧

થૈ થૈ નાચું ને કહાનને રીઝાવું;
હાથ જોડી ચરણુ સેવ જાચું રે–હું તો કહાનને૦ ૨
પુરુષોત્તમ પ્રભુ રાજી થાય બેની;
વર માંગે શાનું રાખું કાચું રે–હું તો કહાનને૦ ૩
અન્ય દેવી દેવતા તે રિદ્ધિ સિદ્ધિ આલે;
ભવ ભટકણું માથે પાછું રે–હું તો કહાનને૦ ૪
સુંદર શ્યામ સખી નંદનો દુલારો;
અકળ સ્વરૂપ શાસ્ત્ર સાચું રે–હું તો કહાનને૦ ૫
બેની મોતીનો લાલ મળ્યો, પ્રેમથી પ્રસન્ન થયો;
જન્મ મરણુ ઠેલી દીધું આધું રે–હું તો કહાનને૦ ૬

## ૬–(રાગ ઉપર પ્રમાણેનો).

હું તો શ્યામની છબી મન લાવું રે–હું તો શ્યામની
છબી મન લાવું૦ ટેક. ૧
જાણે કહાનને હિંડોલે ઝુલાવું રે–હું તો શ્યામની૦ ૨
કહાન ઝૂલે ને મારૂં અંગો અંગ ડૂલે;
રોમ રોમ ઘેરીઓ ધુમાવું રે–હું તો શ્યામની૦ ૩
પ્રેમ સાગર બેની પિંડમાંથી ઉભરે;
તેમાં કંઇક બ્રહ્માંડ ડૂબાવું રે–હું તો શ્યામની૦ ૪
હું એ પણુ વારે વારે તેમાં ડૂબી જાવું;
શ્યામ હાથ સ્હાવું, બહાર આવું રે–હું તો શ્યામની૦ ૫
મોતીનો લાલ બેની દયા કરી હાથ સ્હાયે;
શ્યામની લીલા નિત્ય ગાવું રે–હું તો શ્યામની૦ ૬

## ૭-( રાગ ઉપર પ્રમાણે ).

હું તો કૃષ્ણ કૃષ્ણ જપું રેન સારી;
માયા જાળને મેલી વિસારી રે-હું તો કૃષ્ણ કૃષ્ણ૦ ટેક. ૧
કૃષ્ણ કૃષ્ણ જપે, તન મન શુદ્ધ થાયે;
ભાવ શુદ્ધિ દીયે મન ઠારી રે-હું તો કૃષ્ણ કૃષ્ણ૦ ૨
ભાવ શુદ્ધિ થતાં, નવી દિવ્ય શક્તિ આવે;
જેણે કૃષ્ણ એવું નામ રાખ્યું ધારી રે-હું તો કૃષ્ણ કૃષ્ણ૦ ૩
હું તું તે બધો ભેદ વીલી જાય;
ઝગઝગે દિવ્ય શક્તિ ઉજીઆળી રે-હું તો કૃષ્ણ કૃષ્ણ૦ ૪
શ્યામ સ્વરૂપ સદા સમીપે બન્યું રહે;
પારસ બને પાસે પારસકારી રે-હું તો કૃષ્ણ કૃષ્ણ૦ ૫
મોતીનો લાલ કરે લીલા અલૌકિક;
અમૃતના કૂપ દે ઉળાલી રે-હું તો કૃષ્ણ કૃષ્ણ૦ ૬

## ૮-( રાગ ઉપર પ્રમાણે ).

મારી આંખ ઠરી શ્યામને નિહાળી;
મારે મંન એ અચંબો ભારી રે-મારી આંખ ઠરી૦ ટેક. ૧
હુંથી ના કળાયું કેમ કરી આવ્યા;
ગયા કેમ બેની કયાંથી પધારી રે-મારી આંખ ઠરી૦ ૨
સુરજ અગ્નિ ચંદ્રનો પ્રકાશ નહોતો;
શ્યામ સાથ થઈ પ્રભા ઉજીઆળી રે-મારી આંખ ઠરી૦ ૩

આવી શ્યામ ઉભા સામે ના જણાયું;
મારી આંખ હતી મીંચી કે ઉઘાડી રે—મારી આંખ ઠરી૦ ૪
મેં નહિ લહ્યું બેની બહાર ભીતર આવ્યા;
મોતી લાલ મેં તો જોયા ધારી ધારી રે—મારી આંખ ઠરી૦ ૫

## ૯–(રાગ ઉપર પ્રમાણે.)

મારું મંન હજી પાર ન પામે;
કેવી રીતે શ્યામ આવી ઉભા સામે રે—મારું મંન હજી. ટેક. ૧
જુના જમાનાની અવનવી રીતે;
પીળું બોટિયું ધર્યું હતું શ્યામે રે—મારું મંન હજી. ૨
મોર પીછ પ્રિય પ્રભુ, સાચું લાગ્યું;
તેવું રૂપ ખડું કીધું અભિરામે રે—મારું મંન હજી. ૩
વેણુ ધારી હાથ ઓઠ પાસે લાવ્યા;
વેણુ ઓઠનું લગન જાણ્યું જામે રે—મારું મંન હજી. ૪
દિવ્ય કોમલ ઓઠ વેણુ પાસે વાળ્યા;
જાણે વેણુ ઉપર અમૃતધાર નામે રે—મારું મંન હજી. ૫
મને લાગ્યું કે આ નાદ થયો—થાશે;
વેણુ નાદ ના સુણાવ્યો ઘનશ્યામે રે—મારું મંન હજી. ૬
માયા સંકેલી ને રૂપ ના દેખાયું;
એવા લાલને મોતી પ્રણામે રે—મારું મંન હજી. ૭

## ૧૦-(કામણ દીસે છે અલબેલા એ રાગ)

મુજને પ્રેમ પાઠ પઢાવે-પ્રીતમ પ્રીતથી રે;
રસીઓ રીતથી રે-મુજને પ્રેમ. ટેક. ૧

પ્રીતમ પ્રેમનો પાઠ શીખાડે,
નિજ સન્મુખ મુજને બેસાડે;
આંખે આંખ મિલાવે,
રસીઓ રીતથીરે-મુજને. ૨

હાથ સાહીને અદબ કરાવે,
કેડ સાહી તન સમું રખાવે;
પાય પલાંઠી વળાવે,
રસીઓ રીતથી રે-મુજને પ્રેમ. ૩

પાંચ આંગળી એક કરાવે,
હૈયે પ્રેમનો પાઠ સ્મરાવે;
ફરી ફરી ગોખાવે-શિષ્ટાચારથી રે,
રસીઓ રીતથી રે-મુજને પ્રેમ. ૪

સખી મોતીનો લાલ નિરખતાં,
નયનો મારાં હેઠે ઢળતાં;
ભવ છુટ આલે મુક્તિ,
રસીઓ રીતથી રે-મુજને પ્રેમ. ૫

## ૧૧-(રાગ ઉપર પ્રમાણે).

તું છો લક્ષણવન્તી નારી-સુણજે ધ્યાનથી રે
સમજે સાનથી રે-તું છો૦ ટેક. ૧
પ્રેમ તત્ત્વ પ્રેમીથી જાણો,
પ્રેમ સુરત પ્રેમી પરમાણો,
પ્રીતમ પ્રેમ સમાન-સમજે સાનથી રે-તું છો૦ ૨
પ્રેમ પ્રીતમમાં જગ લય થાય,
પ્રીતમમાં ફરી નવું રચાય,
રસ ઉભરે ચોખાણુ-સમજે સાનથી રે-તું છો૦ ૩
હું પદું છે ત્યાં પ્રેમ શમે છે,
હું પદ નથી તો પ્રેમ જમે છે,
હું પદ પરું મંડાણુ-સમજે સાનથી રે-તું છો૦ ૪
પ્રેમ જગમાં કોથી નહિ જોડો,
કૃષ્ણ સાથ શિર સાટ ન તોડો,
પ્રેમનો નથી કર્યા જોડો-સમજે સાનથી રે-તું છો૦ ૫
તન મન જગથી દોની ઉઠાડી,
તનમન પ્રેમ પ્રીતમ પર વારી,
સેવો ને સંતોષો પ્રીતમ પ્રાણથી રે-
સમજે સાનથી રે-તું છો૦ ૬
સખી મોતીનો લાલ મળે જો,
ઘણાં જન્મનાં પુણ્ય ફળે તો,
પ્રેમનું પદ નિરવાણુ-સમજે સાનથી રે-તું છો૦ ૭

## ૧૨–(રાગ ઉપર પ્રમાણે).

સખી એ અધરા પ્રેમના પાઠ–મુને ના આવડે રે
હૈયે ના ચહડે રે–સખી એ૦ ટેક. ૧

મુજ અંગે ઉછળે રસ ઉદધિ,
રોમ રોમ રમી રહ્યા છે પુદડી,
લેશ માત્ર અવકાશ–પાઠને ના જડે રે–
હૈયે ના ચહડે રે–સખી એ૦ ૨

પ્રેમ રસે હું મત્ત બનેલી,
રોમ રોમ રસની છે હેલી,
પગભર થાતાં પાઠ–હડસેલ્યા પડે રે–
હૈયે ના ચહડે રે–સખી એ૦ ૩

સખી મોતીનો લાલ વેણુમાં,
ઠર્યો હ્રદેમાં ઠર્યો નેણુમાં;
પાઠ બીચારા સ્ખલે–પડે ને આથડે રે–
હૈયે ના ચહડે રે–સખી એ. ૪

## ૧૩–( રાગ ઉપર પ્રમાણે. )

મારે પ્રીતમ સાથે કામ–ભણીને શું કરું રે,
નવું શું આદરું રે–મારે પ્રીતમ. ટેક. ૧

નથી મારે ભણી પંડિત થાવું,
નથી દેશ વિદેશે જાવું;
નથી વણુજ વેપાર–વ્યાજ વટંદરું રે,
નવું શું આદરું રે–મારે પ્રીતમ. ૨

નહિ ખેતર નહિ ધનની થેલી,
નહિ વાડી નહિ મેહેલ હવેલી;
હીરા રત્ન જડાવ—હું નહિ સંઘરું રે,
નવું શું આદરું રે—મારે પ્રીતમ. ૩
સખી મોતીનો લાલ મજાનો,
ધન દોલત મુજ માલ ખજાનો;
સુંદર શ્યામનું નામ—શીખી હું પાધરું રે,
નવું શું આદરું રે—મારે પ્રીતમ. ૪

## ૧૪—(રાગ ઉપર પ્રમાણે.)

નિશ દિન જપું પ્રીતમનું નામ—ભણ્યું પુરું થયું રે,
સફળ જીંવ્યું કર્યું રે—ભણ્યું પુરું. ટેક. ૧
પ્રીતમ મારી ધનની થેલી,
ખેતર વાડી મેહેલ હવેલી;
હીરા રત્ન જડાવ—બધું પ્રીતમ ભર્યું રે,
સફળ જીંવ્યું કર્યું રે—ભણ્યું પુરું. ૨
હું ને પ્રીતમમાં નહિ અંતર,
પ્રીતમને મુજથી ન પટંતર;
એક થઈ ગયું મન—પ્રેમે આવર્યું રે,
સફળ જીંવ્યું કર્યું રે—ભણ્યું પુરું. ૩
હું ખાવું શું પ્રીતમ ચાવે,
પીએ પ્રીતમ મુજ કંઠે આવે;

એક મેકનું કામ—એકમેકે સર્યું રે,
સફળ જીવ્યું કર્યું રે—ભણ્યું પુરું. ૪
હું તું તું હું—તે તું સોહમ,
હું તું તું હું—સખિ નહિ દોયમ;
હું તું એક સ્વરૂપ—નવું પ્રેમે રસ્યું રે,
સફળ જીવ્યું કર્યું રે—ભણ્યું પુરું. ૫
હવે ન જાણું કે હું તે હું,
કે મોતીનો લાલ બની છું;
નિજ થાનક ચિત ચહર્યું.
જીવ્યું સફલ કર્યું રે ભણ્યું પુરું૦ ૬

## ૧૫–(રાગ પીલુ-ત્રિતાલ)

શ્યામનું મુખ શરદિન્દુથી ચારું;
ગોકુલમાં હવે એની, ક્યારે જોશું વારુ-શ્યામનું મુખ૦ ટેક ૧
કામ લજાવતું, કામણગારું;
નેણ નચાવીને, લલચાવનારૂં.—શ્યામનું મુખ૦ ૨
રંગીલું રસીલું, ને રઢીઆલું;
સાનમાં સમજાવતું, જોતું કાલું કાલું.—શ્યામનું મુખ૦ ૩
મલકાતું મલપતું-ચિત ચમકાવતું;
દમાવતું નમાવતું, ગોપીને ભ્રમાવતું.—શ્યામનું મુખ૦ ૪
અજ હાથ જોડે તેને, કમલા તરછોડે;
માન ન મોડે પણ, શ્રી ચરણ ન છોડે.—શ્યામનું મુખ૦ ૫

જપ તપ વ્રત કરે, યમ ને નિયમ કરે;
હૃદયમાં રુપ જોવા, મુનિઓ ભજન કરે.–શ્યામનું મુખ૦ ૬
પૂરણ કામની, કૃપા વિણ વાત ખોટી;
લાલને પામે પ્રસાદે મોતી.–શ્યામનું મુખ૦ ૭

## ૧૬–ગરબી.

મુજને મુજવી રહી માયા–મારું શું વળે;
બહુ પજવે ને થકાવે–ઘણો આમળે રે.–મુજને૦ ટેક. ૧
ઘણાં રુપ ધરે ફેલ અને ફંદ કરે;
લઈ પાશમાં પછી પછાડી દે કળે રે–મુજને૦ ૨
હું તો જાણું માયા ખોટી ઈન્દ્ર જાળ છે;
તો એ ભુલુંને ભ્રમાવું પળે પળે રે–મુજને૦ ૩
દયા નિધિ કરો દયા દાસ માની;
મને છોડવો તો છુટું નિકર નહિ વળે રે–મુજને૦ ૪
હાથ ઝાલી માયા ખપ્પર બહાર કહાડો;
મોતી શુદ્ધ રહે તે આપને બળે રે–મુજને૦ ૫

## ૧૭–(રાગ ઉપર પ્રમાણે).

હું તો દાસ દાસ જપું દાસ ના થયો.
ખોટી જાણી માયા તોય માયામાં વળ્યો રે–હું તો દાસ. ટેક ૧
શાન્ત જળ વિષે તો–સુધું સમું સૌ નિભ્યું રે,
વાયો વાયુને સમુદ્ર જ્યારે ઉછળ્યો રે–હું તો દાસ૦ ૨

તારુ પદ ન પામેલ મંન મારું રે,
ડગમગ્યું ચસ્યું ભરમ બધો ઉધડ્યો રે—હું તો દાસ૦ ૩
ભોગો ભોગવીને વિષય સેવના કરી રે,
અભિમાન દેહ પોખું એ નિશ્ચય થયો રે—હું તો દાસ૦ ૪
થયો નમતો પહોર કૃષ્ણુ મારી શી વળે રે,
મોતી ઉગરે તું થાય દયા ભર્યો રે—હું તો દાસ૦ ૫

## ૧૮—( રાગ ઉપર પ્રમાણે )

તું તો શુદ્ધ વસ્તુ અહે મારી શી વળે રે,
મારે અન્તરે પ્રપંચ મેલ કયા મળે રે—તું તો૦ ટેક ૧
નિત્ય સેવું સ્તવું નમું કથા આદરું રે,
હ્રદે રહ્યો અહંભાવ તે પડ્યો ગળે રે—તું તો૦ ૨
લોક કહે હરીજંન એવી હોંસથી રે,
કર્યાં જાગરણુ વ્રત મેલા મન વડે રે—તું તો૦ ૩
એકે ઈર્ષણા તજાઇ નથી મુજથી રે,
એકે ભોગ વિષય છોડ્યો ના બળે કળે રે—તું તો૦ ૪
ખરે ખરો થયો ઠગ ઠગ્યો મેં મને રે,
ખોયો જન્મ ખોયો લાગ આળોટું ધૂળે રે—તું તો૦ ૫
મોતી શુદ્ધ થાય સુધરે બાજી ગઈ હવે રે,
દયા કરે કૃષ્ણુ તોજ નાદરી ફળે રે—તું તો૦ ૬

## ૧૯–( રાગ ઉપર પ્રમાણે. )

હું તો ગણું ગણું તોય–ફરી ભુલું.
મારો એ પડ્યો સ્વભાવ કૃષ્ણ શું કરું રે–હુંતો ગણું. ટેક ૧
શાસ્ત્ર વિચારીને પોથી પાનાં ફેરવી,
ખોટો આ પ્રપંચ એમ નિસ્ચે હું ધરું રે–હું તો ગણું૦ ૨
વ્યવહારની થપાટ કૃષ્ણ મુને લાગતાં,
ઢીલું થઈ જાય મંન મોતી બહાવરું રે–હું તો ગણું૦ ૩

## ૨૦–ગરબો–( રીસાયાં રસિક સંગાતે રાધા–એ રાગ ).

મનાવે માધવ માનિની રાધા—ટેક. ૧
રાધે તુને વિશ્વ બધીએ વખાણી,
સમોવડ દીઠી સુણી નથી જાણી;
થોડી ઘણી નિજ નિજથી પરમાણી. મનાવે૦ ૨
તારી મારી લીલા કહી કેમ જાય,
વ્રન્દાવન રાસ શુકાદિ ગાય,
પ્રેમ રોપી ગોપી ઓપી વ્રજમાંય. મનાવે૦ ૩
પારિજાત પરિમલ એ પ્રેમ લાવે,
સંસારમાં નરનારીને સમજાવે,
વાઈ વેણુ કામ કહીને જગાવે. મનાવે૦ ૪
તું છે તે દિવ્ય પુરૂષની રાણી,
લોક તુંને થાપી કરી પટરાણી;
જાએ કેમ વરણ્યું મોતીનું પાણી. મનાવે૦ ૫

## ૨૧ ગરબી–( રાગ ઉપર પ્રમાણે ).

ઓ વાંસલડી–તન મનમાં તું વ્રજ નારીને સાલે,
ગિરિવર ધારી–અધરે ધારે તું તો તારે મ્હાલે.
ઓ વાંસલડી૦ ૧

તું ગોપીજનનાં તન ગાળે,
તું વ્રજ નારીનાં મન બાળે;
તુંને શીખામણ અલી કોણ આલે. ઓ વાંસલડી૦ ૨
બેની તુજને બેન કરી થાપી,
હાથો હાથે તાળી આપી.
હવે તું રહી અમને સંતાપી. ઓ વાંસલડી૦ ૩
અમ દુખ કહે કોને જઈ કહીએ,
અમે જોર જુલમ તે કયમ સહીએ.
અમે વ્રજમાં કહેની કયમ રહીએ. ઓ વાંસલડી૦ ૪
હવે દયા કરે જો વનમાલી,
ગોપીજનને લે કરથી ઝાલી.
મોતીને રહે નિત્યે દીવાળી. ઓ વાંસલડી૦ ૫

## ૨૨–ગરબી–(રાગ ઉપર પ્રમાણે).

ઓ વ્રજવાસી–વહાલી થઈ રસીઆની તે તમ કાજે; ટેક.
તમને તેડે–અનુપમ રસ રેડે ને વાંસળી વાજે. ઓ વ્ર૦ ૧
મને કહે ત્યારે કહેવા આવું,

રસ ભરેલ સાદે બોલાવું;
માધવનો સંદેશો લાવું. એ વ્રજવાસી૦ ૨
મનનો લોચો કહાડી નાંખો,
આ તકનો અનુપમ રસ ચાખો;
મોતી કહે સાચું ગોખી રાખો. એ વ્રજવાસી૦ ૩

## ૨૩–પદ–(ચાલ વ્હેલી અલબેલી પ્યારી રાધે–એ રાગ).

છબી ધારની ગોપાલની મનહારી–છબી ધારની૦ ટેક.
ગાયને ગોવાળ વૃન્દ–ગોપીઓનાં ત્યાં કદંબ;
વ્યાપી રહ્યો પરમાનંદ–રૂપ એ નિહાળી–નિહાળી.
છબી ધારની૦ ૧

બન્યો બાલ એ ગોવાળ યદુરાય,
આકટિ પાદ વહ્યું પીત વસ્ત્ર જાય;
મોર પીછ શીસ મુગટપર સોહાય,
વળી પટકૂલ–જેની ચૂડ–જાનુપૂર–પાયે નુપૂર–વાગે મધુર,
કૌસ્તુભ ઉર–રાજે નૂર–નથ અમૂલ–કાને ફુલ;
આકૃતિ રૂડ–જોઈ લે વિહારી–વિહારી.
છબી ધારની૦ ૨

મેઘશ્યામ ઘનશ્યામનું શરીર,
મધુરું મુખ અને મલકાય યદુવીર;
ચતુરાઇને સુચાવે નાસા કીર,

અધર રક્ત—જોઈ જગત—છે અનુરક્ત—ગાય વત્સ,
ગોપી મસ્ત—અસ્ત વ્યસ્ત—ચાર ભક્ત—થઈ આસક્ત;
ધાયા સમસ્ત—કૃષ્ણે જે વખ્ત—વાંસળી વજાડી—વજાડી.
છબી ધારની૦ ૩

દેવ કિન્નરો એ અપ્સરાઓ નાચે,
જોઈ લીલા હરિ હર વિરંચિ રાચે;
વીણા પાણી વીણા સાથ આવી જાચે,
સુણી સાદ—પ્રભુપ્રસાદ—આ સંસાર—ધુન અપાર;
થઈ શુન્યકાર—તેજ વાર—ચિત્રાકાર—તદાકાર,
કૃષ્ણાકાર—આનંદ ધાર—પીએ પાએ હર્ષ ભારી—ભારી.
છબી ધારની૦ ૪

ક્યારો કનકનો કદંબ તરુ નીચે,
યમુના નીર ત્યાં સમીર આવી સીંચે,
વગાડી ત્યાં બાંસુરી ત્રિભંગીલાલ રીઝે,
શ્રી ગોપાળ—નટવરલાલ—ગળે વનમાળ—પૌગંડબાલ,
દીનદયાળ—યશોમતી લાલ—જોઈ વહાલ—આવે તત્કાલ,
મોતીલાલ—લેઈ થાળ—ઉપર જાય વારી—વારી.
છબી ધારની૦ ૫

## ૨૪—ધોસો—પ્રેમભક્તિ.

## (હેયોપાદેય લક્ષણાથી તેનું વર્ણન.)

તમે સૌ દુર રહેજો ભાઈ, ધશો ના પ્રેમ પુંઠે ધાઈ. ૧
પ્રેમનો પંથ નથી સહેલો, લાડવો ખાવાનો વહેલો. ૨

જશો જે કરવા જબરાઈ, ભટકશો ભવમાં ફસકાઈ. ૩
સકામા કરતાં સરસાઈ, નકામા જાશો બંધાઈ. ૪
વિષય ધન સેવન કરનારા, ધોતિયું ઢીલું ધરનારા. ૫
લવારો લવનારા જુઠા, સદા જે કાછડી છૂટા. ૬
દુખે નિજ શિરને કુટનારા, સદા એ હાય વદનારા. ૭
અધીરા સુખમાં ને દુખમાં, રામને જે ગણુતા મુખમાં. ૮
પોઠીઆ પેઠે રળનારા, પેટ પરિવારનું ભરનારા. ૯
વેપલો લાખોનો ઠેલે, દીલનો મેલ નહી મેલે. ૧૦
વાણીઆ વહોરા વણજારા, પામરા બાવરા કાયરા. ૧૧
બિચારા રણમાં શું કરશે, ચમકતા જીવતા મરશે. ૧૨
રંગનો મંડપ છે વીરનો, શૂરા પૂરાનો ને ધીરનો. ૧૩
અખાડો એ તો વિરલાનો, જનમિયો પૂરા દહાડાનો. ૧૪
વાચ ને કાછ જીત મલનો, સીનો જેને નિજ ભુજબળનો. ૧૫
સદા તત્પર કરવા કુસ્તી, અહર્નિશ નહિ જેને સુસ્તી. ૧૬
મથી બહુ જન્મોમાં ફાવ્યો, સુકૃત કરી ગુરુ શરણે આવ્યો. ૧૭
કસાયો અંગ જેમ પામ્યો, હૃદયમાં શુદ્ધ ભાવ જામ્યો. ૧૮
નહિ પરવા કંઈ તન મનની, ન ધરની જનની કે ધનની. ૧૯
નિસામાં દેહ ભાન ભુલ્યો, પ્રેમના રસમાં જે ઝુલ્યો. ૨૦
એવા કોઈ વિરલાનો ભાઈ, રંગનો મંડપ સુખદાઈ. ૨૧
ખરા પાણીનું જે મોતી, લાલ તેને લે છે ગોતી. ૨૨

## ૨૫–ગરબી

ઓધવજી પ્રેમનો પંથ છે ન્યારો, કોઈ વીતક
જાણુન હારો–ઓધવજી. ૧
પ્રેમ તમારી અમારી છે પાસે, સૌમાં ભાસે પોતે
પોતાથી પ્રકાશે–ઓધવજી. ૨
પ્રેમ તમો અમમાં ભરપુર–બતાવવા હાથની શી
મકદુર–ઓધવજી. ૩
તમે આવ્યા ગોકુલ પ્રેમને કાજે, અમે તેને કાજે
આવ્યા તમ પાસે–ઓધવજી. ૪
પ્રેમની ઉપમા શેને દીજે, સાગરની સરખામણી
શેણે કીજે–ઓધવજી. ૫
પ્રેમનું એક જ લક્ષણ પ્રેમી, બીજી નથી વસ્તુ કો
એના જેવી–ઓધવજી. ૬
પ્રેમ રહ્યો પ્રેમીના અંગને બાઝી, બીજી કશી એની
નથી ઉપમાજી–ઓધવજી. ૭
પ્રેમાળથી પ્રેમનું લક્ષણુ જાણો, ગુણીજન જોઇને
ગુણુ પરમાણો–ઓધવજી. ૮
જેમ હરિ હરિજનમાં નહિ ભેદ, પ્રેમને પ્રેમી છે
વસ્તુ એક–ઓધવજી. ૯
શક્તિ શક્તિમાનથી જેમ નથી અળગી, રહ્યો પ્રેમ
પ્રેમીને એમ જ વળગી–ઓધવજી. ૧૦

એકમેવા દ્વિતીય શ્રુતિ એમ ગાય, પ્રેમને પ્રેમીની
તે ઉપમાય—ઓધવજી. ૧૧

પ્રેમને કાલ કરમ નહિ ખાય, નેતિ નેતિ વેદમાં
પ્રેમ ભણાય—ઓધવજી. ૧૨

નાળાં નદી સૌ સાગરમાં સમાય, ઉરધ પ્રેમ સાગરનો
ઉભરાય—ઓધવજી. ૧૩

પ્રેમમાં ડાહ્યો તે લોકમાં ઘેલો, લોકમાં ડાહ્યો તેને
પ્રેમે હેલ્યો—ઓધવજી. ૧૪

પોતાનું જે સાધે તેને પ્રેમ બાધે, પોતાનું ના લાધે
તો પ્રેમ વાધે—ઓધવજી. ૧૫

મારું તારું એ તો છે લોકનો ધારો, મારૂં તારૂં
પ્રેમમાં ના જુદારો—ઓધવજી. ૧૬

કરગરે કરજ કન્યા નહી મળે, ખોળતાં પ્રેમ તો
નહી જડે—ઓધવજી. ૧૭

હઉં તમને દૃષ્ટાન્તો પ્રેમ સમજાવો, તમારા મનના
સંશય તજજો—ઓધવજી. ૧૮

પ્રેમ માટે શૂરો રણમાં ચઢે છે, ઘાયલ થાય તોએ
રણમાં મરે છે—ઓધવજી. ૧૯

મુનિ બ્રહ્મચારી છે પ્રેમને ભાવે, યોગી પ્રેમ સારુ
સમાધિ લગાવે—ઓધવજી. ૨૦

પ્રેમ માટે ગુરુ ઘેર વિદ્યા ભણે છે, પાણી ભરે કાષ્ટના
ભાર વહે છે—ઓધવજી. ૨૧

વણિક ધન સંચરે પ્રેમને માટે, અધીરો ધીરે વ્યાજને
સાટે—ઓધવજી. ૨૨

કાયર એની જાતને દરીઓ ખેડે, વહાલું ધન લાખ
કરોડે ઠેલે—ઓધવજી. ૨૩

પ્રેમથી કન્યા વરને વરે છે, પ્રેમને કારણે ગર્ભ ધરે
છે—ઓધવજી. ૨૪

પ્રસૂતાની પીડા પણ તે ખમે છે, ખરો પ્રેમ પતિને
ફરીને ભજે છે—ઓધવજી. ૨૫

ભરે પેટ તે પણ પ્રેમને માટે, કરે અપવાસ તે
પ્રેમને સાટે—ઓધવજી. ૨૬

પ્રેમે કરી ચમકથી લોહ ચળે છે, બળી સુત તાતની
સેવા કરે છે—ઓધવજી. ૨૭

પ્રેમથી બાલક માતને ધાવે, મા બાપને ભાવે બાળકને
લડાવે—ઓધવજી. ૨૮

કરે જન જાત્રા પુગાત્રા તીર્થ, પ્રેમ માટે યત્ન કરે
ભગીરથ—ઓધવજી. ૨૯

પ્રેમથી બીજ વાવેલું ઉગે છે, પ્રેમથી મેઘ તો
વૃષ્ટિ કરે છે—ઓધવજી. ૩૦

પ્રેમથી સુરજ પ્રભાતે પ્રકાશે, શશી ગ્રહો ઉડુગણ
રાજે આકાશે–ઓધવજી. ૩૧

નદી નારી જાત તે લાજને તોડે, છતી થઈ પ્રેમ
સાગર ભણી દોડે–ઓધવજી. ૩૨

પ્રેમને તાંતણે બાંધેલું લોક, સ્વાભાવિક કરતા
ક્રિયાઓ અમોઘ–ઓધવજી. ૩૩

તેમાંથી આનંદ જે જે ઉપજે, સહુ જન પરમેશ્વરને
સમર્પે–ઓધવજી. ૩૪

જાણે અજાણે લોક થોક અનન્ત, ભરે કર બ્રહ્માથી
કીટ પર્યન્ત–ઓધવજી. ૩૫

જડ અને ચેતન પ્રેમથી નાચે, અણુ અણુ પ્રેમ
વ્યાપ્યો માટે રાચે–ઓધવજી. ૩૬

તમે સાધો યોગ પ્રયત્ન કરીને, પદ્માસન વાળીને
નાક ધરીને–ઓધવજી. ૩૭

કહો છો કે એમ કરી બ્રહ્મ પામો, એકાકાર થઈ
ભવદુખને વિરામો–ઓધવજી. ૩૮

રમ્યા અમે રાસ ફરીને ફરીને, રમાડ્યા શ્રી હરીને
નાક ધરીને–ઓધવજી. ૩૯

પ્રેમાળ પ્રેમાલય શ્રી યદુરાય, મળ્યો પ્રેમી હ્રદયથી
ના વીસરાય–ઓધ

માટે યોગ સાધન અમને શું કામ, ભજે મોતીલાલ
શ્રી સુંદર શ્યામ–ઓધવજી. ૪૧

## ૨૬–(રાગ કાલિંગડો).

તું મૌન ધર મેના રે–તું મૌન ધર મેના રે;
તારો પાડ માનું બેના રે–તું મૌન ધર મેના રે–ટેક. ૧

કલબલ કલબલ નકામી કરે તારો;
શોર તો અમથી સહેવાયના–તું મૌન ધર મેના૦ ૨

કૃષ્ણ કૃષ્ણ જપી યોગનિદ્રામાં પડેલી ને;
ધ્યાનથી જગાવે મજેના રે–તું મૌન ધર મેના૦ ૩

## (મેનાનો ઉત્તર)

ભોરમાં હું શોર કરું–લોકને જગાડી કહું;
કૃષ્ણને નીહાળો ખોલી નેનાં રે–
નકામાં દોછો મેણાં રે–નકામાં દોછો મેણાં રે;
મારો પાડ માનો બેનાં રે–નકામાં દોછો મેણાં રે. ૪

કૃષ્ણ મુખ પાન કરો–સફળ જીવિત કરો;
જાગો નરનાર દિન રેના રે–
નકામાં દોછો મેણાં રે–નકામાં દોછો મેણાં રે;
મારો પાડ માનો બેનાં રે–નકામાં દોછો મેણાં રે. ૫

## ( શ્રી કૃષ્ણ પત્નીની ઉક્તિ ).

દર્શનમાં દ્વૈતભાન–ધ્યાનમાં તો એક તાન;
જોઉં હુંમાં કૃષ્ણ પતિ શ્રે'ના રે–
તું મૌન ધર મેના રે–તું મૌન ધર મેના રે. ૬

ચામ ચક્ષુ દર્શનથી–ધ્યાન તો આનંદકારી;
રેલા ઉભરાય પ્રિય સ્ને'ના રે–
તું મૌન ધર મેના રે–તું મૌન ધર મેના રે. ૭

પરમ પ્રસાદે પામું–પ્રિય પતિ ધ્યાન વ્હાલું;
ભંગ કરે એની તે ઘટે ના રે–
તું મૌન ધર મેના રે–તું મૌન ધર મેના રે. ૮

વ્હાલી રૂપાળી મેના મારી–વારી નાંખું ઉપર તારી;
મોતી લાલ ને ઘણાં ઘરેણાં રે–
તું મૌન ધર મેના રે–તું મૌન ધર મેના રે. ૯

### ૨૭–પદ–(જે કોઈ પ્રેમ અંશ અવતરે–એ રાગ).

કૃષ્ણની કૃપા થકી ઉગરે, નિકર આ ભવ ભવ ભટકી મરે;
કૃષ્ણની. ટેક. ૧

સાધન બાધન હરિની માયા–માયા બંધન કરે;
જે સાધનનું જોર ધરે તે–ઝટ પટકાઈ પડે.
કૃષ્ણની કૃપા૦ ૨

અગણિત કોટી બ્રહ્માંડોનાં-છત્ર જેને શિર ફરે;
પૂર્ણાનંદ ને પૂર્ણ કામ તે-સાધનથી ક્યમ વરે.
કૃષ્ણની કૃપા૦ ૩

જ્ઞાની યોગી ત્યાગી તપસી-નિજ બળ બહુ આદરે;
પંક વિષે જેમ પડેલ જન કોઈ-મથી મથી અંદર ગડે.
કૃષ્ણની કૃપા૦ ૪

દુરારાધ્ય એ ઈશ્વર કહાવે-ભાવ ભક્તિએ મળે;
સુલભ સેવા સમરણ મોતી-એ નિશ્ચે દીલ ડરે.
કૃષ્ણની કૃપા૦ ૫

## શુદ્ધિ પત્ર

| પૃ. | લી. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૫ | ૧૮ | જયતું | જયતુ |
| ૫૪ | ૮ | પૃથવી છંદ | પૃથ્વી છંદ |